# સાદર સમર્પણ

પરમ પૂજ્ય પિતાજી

તથા

પ્રાતઃસ્મરણીય માતુશ્રી

નાં

પવિત્ર પુનિત ચરણે

વલ્લભ

Ceaser and Alexander are known to many more than Dayanand yet not one of them would be worthy to touch the fringes of his garment.

...T. L. VASWANI

Dayanand was not only the greatest Indian of the nineteenth century, Dayanand does not only continue the dynasty of Visvamitra, Narada and Sankara; he has a high place amongst the modern liberators of mankind. In the nineteenth century there was nowhere else such a powerfull teacher of monotheism, such a preacher of the unity of man such a successful crusader against capitalism in spirituality. Above all, to us Indians he is proof that the race is alive and can re-adjust its social values.

...K. P. JAYASWAL, Bar-at-Law.

# આદિ વચન

મહા ગુજરાતને ચરણે આજે કુમાર સત્યાર્થ પ્રકાશ ધરૂં છું.

કુમારોમાં પ્રારંભથીજ નીતિ, સદાચાર, તર્ક અને સત્ય ધર્મના સંસ્કારો પડે એ ઉદ્દેશે આ પુસ્તક તૈયાર કર્યું છે. એમાં જે સારૂં છે એ મહર્ષિ દયાનંદજીના અનુપમ ગ્રંથરત્ન સત્યાર્થ પ્રકાશને આભારી છે અને તેનો સર્વ યશ સ્વામી દયાનંદજીને છે. ક્ષતિઓ હોય તો તે મારી છે અને તે માટે ઉત્તરદાયી હુંજ હોઇ શકું.

સદાચાર, નીતિ, બુદ્ધિમત્તા અને ધર્મ વિષયક સાહિત્ય પ્રકાશિત કરવાના અભિલાષનું આ પુસ્તક પ્રથમ ફળ છે.

મહાગુજરાતનાં કન્યા–કુમારોને આ પુસ્તક ઉપયોગી નીવડશે અને જો તેઓ એમાંથી કંઇને કંઇ સદ્બોધ ગ્રહણ કરશે તો હું મારો પ્રયાસ સફળ માનીશ. ઇત્યોમ્.

૧૧૮, ન્યુ ચીંચ બંદર રોડ
મુંબઇ ૯
તા. ૨૯–૯–૩૫

વલ્લભદાસ રત્નસિંહ મહેતા.

## THE THUNDER VOICE

The spirit wings of life in darkness veiled
Drooped sadly over India's ancient shore,
The vine that once the grape of wisdom bore
Lay half decayed. The sun of truth was paled
By clouds of ignorance and tantrik rite.,
Perverted customs had enslaved the race,
While *superstition took pure reason's* place
And held tyrannic sway with cruel might
When from Himalayan heights a giant came
Whose mighty brow shone with the light of day
He pierced the midnight gloom with wisdom's ray
Bearing aloft the torch of Vedic flame,
Truth's echo throbbed and stirred the sleeping land
Where spoke the thunder voice of Dayanand.

...A. CHRISTINE ALBERS

# ઉપોદ્ઘાત

મહર્ષિ દયાનંદ સરસ્વતીએ આર્યસમાજ સ્થાપી, માત્ર મૂર્તિપૂજાના રિવાજ સામે જ મોરચો માંડયો હતો, એમ ન હતું, સ્વામીજી યુગદૃષ્ટા તેમજ દૂરદૃષ્ટા હતા. પોતાના સમયમાં જે કેટલાક માઠા રિવાજો, કેટલીક કુચાલો અને જુના વિચારોમાં રૂઢ થઇ ગએલા હિંદુઓની ધર્મ પ્રત્યે ગેરસમજ તથા શિથિલતાને લીધે હિંદુ ધર્મનો–હિંદી સમાજનો–ધ્વંસ થવો શરૂ થઇ ગયો હતો તે ધ્વંસને કેમ વિદારવો, તે વિનાશ કેમ અટકાવવો, તેને માટે દૂરદૃષ્ટિ વાપરી તેમણે કેટલાએક એવા સિદ્ધાંતો પ્રચલિત કર્યા છે કે જેને લીધે એ વિપરીત સ્થિતિ સામે સામનો કરી શકાય છે, અને પરિણામે હિંદુ-ધર્મનું રક્ષણ થાય છે. સુભાગ્યે આર્યસમાજની સ્થાપના ભરતખંડના લડાયક પ્રદેશ એટલે પંજાબમાંથી થઇ, અને તેથી આર્યસમાજના સિદ્ધાંતોને અમલમાં મૂકવા જે વીરતા, આગ્રહ અને નિડરતા જોઇએ તે ત્યાંથી કુદરતી મળી આવ્યાં. અને તેથી આજે આર્ય સમાજનો ઝુંડો ઉત્તરે પંજાબ અને દક્ષિણે મદ્રાસ, પૂર્વમાં બંગાળા ને પશ્ચિમમાં ગુજરાત કાઠીયાવાડ અને મુંબઇ ઈલાકામાં ફરકે છે.

સ્વામીજીના સમયમાં હિંદુધર્મ પર પરધર્મીઓનાં આક્રમણનાં મોજાંનું જે જોર હતું તે જોર વિશેષ પ્રમાણમાં વર્તમાન કાળમાં થઇ ગયું છે, અને તેથી તે આપત્તિ વિદારવા માટે એમના પ્રવર્તાવેલા સિદ્ધાંતોમાંનો એક સિદ્ધાંત બહુ મજબુત હથિયાર થઇ પડયો છે. આગળના જમાનામાં

આપણા મન પર એવું ઠસાવવામાં આવેલું કે જે માણસ વટલાયો એટલે કે હિંદુધર્મ ગમે તે કારણને લીધે છોડી પરધર્મમાં ગયો તે સદાનો ગયો; ફરી પાછો કદી હિંદુ-ધર્મમાં તે આવી શકે નહિ. આ માન્યતા સ્વામીજીએ તોડી, અને પરધર્મમાં વટલી ગએલા હિંદુને શુદ્ધ બનાવી પાછો પોતાના બાપીકા ધર્મમાં લઈ શકાય એવું દલીલ પૂર્વક સાબિત કર્યું; એટલુંજ નહિ પણ પરધર્મ પાળતી, પરધર્મમાં જન્મેલી વ્યક્તિને શુદ્ધ કરી હિંદુ બનાવી શકાય એવું આગળ પડતું પગલું લઈ સંકુચિત થતા જતા હિંદુ-ધર્મના ક્ષેત્રને વિસ્તારવાનો દૂરદર્શી માર્ગ બતાવી, એ ધર્મની ગાઢ સેવા કરી.

ઇસ્લામ અને ખ્રીસ્તી ધર્મના દાઇઓ (Missionaries) આગળ જે પ્રમાણમાં પોતાના ધર્મમાં બીજાઓને વટલાવી શકતા હતા તે પ્રમાણ ઘણું વધી ગયું છે. ગુજરાતમાં આણંદ આસપાસ યા દક્ષિણ હિંદુસ્તાનમાં મદ્રાસ ઇલાકા અને ત્રાવણકોર સ્ટેટમાં ખ્રીસ્તી ધર્મમાં વટલી ગએલા હિંદુઓની સંખ્યા અને તેમનાં સંસ્થાનો વધતાં જાય છે. એ સંખ્યા ઘટાડવાનો આપણી પાસે કાંઈ પણ યથાર્થ ઉપાય હોય તો તે શુદ્ધિનોજ છે. એવી વિપથગામી વ્યક્તિઓને પોતાની ભૂલનું ભાન થતાં, પાછાં હિન્દુધર્મમાં આવવાના દરવાજા જે બિલકુલ બંધ હતાં તે શુદ્ધિ દ્વારા સ્વામીજીએ ખોલી નાખ્યાં છે. તેનો પ્રત્યક્ષ પુરાવો મલબારના મોપલાઓના હુલ્લડ વખતે મળ્યો. કેટલા હિંદુઓ જે કોઇક મનસ્વી સબબને લીધે પોતાને મોપલાઓને હાથે

વટલાએલા માનતા હતા તેમને આર્યસમાજે શુદ્ધ કરી પાછા હતા તેવા હિન્દુ બનાવી દીધા. શુદ્ધિના આયુધથી સજ્જ થયેલો આર્યસમાજ હજુ પણ વધારે ને વધારે સંખ્યામાં વટલાએલા તેમજ મૂળથી પરધર્મ પાળતા પરધર્મીઓને શુદ્ધ કરી હિંદુસમાજને વધારતો વિસ્તારતો રહેશે. એ પ્રતાપ સ્વામીજીના શિક્ષણના સિદ્ધાંતનો છે.

સ્વામી દયાનંદ સરસ્વતીનો રચેલો "સત્યાર્થ પ્રકાશ" નો ગ્રંથ એટલી ઉચ્ચ કોટીનો છે કે તે બાળકોને સમજતાં, તેમાં રહેલાં સત્ય ગ્રહણ કરતાં, મુશ્કેલ પડે, તેથી તેમાં રહેલાં સત્ય, તેમાંથી મળી આવતાં રહસ્ય, કુમારોના મન પર-ન્હાનપણથી-સ્હેલી અને સરળ રીતે-ઠસાવવામાં આવે, તો ભવિષ્યમાં તેની અસર તેમને તથા તેમના વડે આખા દેશને બહુ ઉપયોગી થઇ પડેઃ કારણ ન્હાનપણમાં મન પર પડેલી છાપ એકાએક ભૂંસાતી નથી; ઠેઠ સુધી રહે છે. "કુમાર સત્યાર્થ પ્રકાશ" એ નેમથી લખાયું છે. ભાષા, શૈલી વિગેરે જોતાં ન્હાના બાળકોનાં મગજ પૂરતી રીતે તેમાં દર્શાવેલા સિદ્ધાંતો પકડી શકશે કે કેમ તેતો બાળકોનું શિક્ષણ જેનો વિષય હોય તે કહી શકે. આમ જોતાં લેખ કઠણ લાગે છે.

મુંબઇ.
તા. ૮ મી.સપ્ટેંબર. સને ૧૯૩૫ — કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

## स्वामीनं तमहं वन्दे ॥

सनातन धर्मावलम्बियोंकी सन्तति होने और देवी-देवओं-के सम्मुख शिर झुकानेपरभी मेरे हृदयमें श्री स्वामी दयानंदजी सरस्वती पर अगाध श्रद्धा है। वे बहुत बडे समाज-संस्कर्ता वेदोंके बहुत बडे ज्ञाता तथा समयानुकूल भाष्यकर्ता और आर्य संस्कृति के बहुत बडे पुरस्कर्त्ता थे। उन्होंने जिस समाजकी संस्थापना की है उससे भी अपने देश, अपने धर्म और अपनी भाषाको बहुत लाभ पहुंच रहा है। मैं स्वामीजी की विद्वता और उनके कार्य्य कलापको अभागे भारतके सौभाग्यका सूचक चिन्ह समजता हुं।

स्वामीजीके विषयमें इससे अधिक लिखनेकी शक्ति इस समय मेरे जराजीर्ण शरीरमें नहीं। अत एव

धन्यश्च प्राज्ञमूर्धन्यं दयानन्दं दयाधनम् ।
स्वामीनं तमहं वन्दे वारंवारश्चसादरम् ॥

दौलतपुर

महावीरप्रसाद द्वीवेदी

ॐ

## આમુખ

"Religion is the elder sister of philosophy."

W. S. Landor.

"Forgetfulness of all religion leads to the forgetfulness of the duties of man."

ROUSSEAU.

પ્રત્યેક દેશ તથા પ્રત્યેક કાળમાં જો કે ધાર્મિક તથા નૈતિક શિક્ષણની આવશ્યકતા તો સર્વથા અનિવાર્ય જ હોય છે અને તે એટલામાટે કે ધાર્મિક તથા નૈતિક શિક્ષણના અભાવે મનુષ્ય તેનાં પોતાનાં મનુષ્ય તરીકેનાં કર્તવ્યોને જાણી જ નથી શકતાં અને કર્તવ્યવિષયક અજ્ઞાન તેમના અમૂલ્ય, અત્યંત દુર્લભ તથા ઉચ્ચતમ માનવજીવનને સર્વથા નિષ્ફળ કરીને તેમને અંતે અધોગતિની ગર્તામાં જ ગબડાવી દે છે; પરંતુ અત્યારના આપણા વર્તમાન કાળ અથવા યુગમાં આપણા પરમ સનાતન વૈદિક આર્ય ધર્મ અથવા હિન્દુધર્મ ઉપર જ્યારે વિદેશી વિધર્મીઓના ચારે તરફથી ભયાનક આઘાતો થવા માંડયા છે અને પોતાના સર્વોત્કૃષ્ટ ધર્મ તથા નૈતિક ભાવો આદિકના અજ્ઞાનના કારણથી અનેક ભોળાં હિન્દુ સ્ત્રી-પુરુષો અહિન્દુ તથા વિઘાતક ધાર્મિક સંપ્રદાયોના જાળમાં સપડાઇને ધર્મભ્રષ્ટતા તથા નીતિભ્રષ્ટતાને પંથે પ્રયાણ કરી રહ્યાં છે, ત્યારે, તો વળી આર્ય (હિન્દુ) બાળકો તથા બાલિકાઓ અથવા કુમારો તથા કુમારિકાઓમાટે ધાર્મિક તથા નૈતિક શિક્ષણની અધિકતર તથા અનિવાર્ય આવસ્યકતા સ્વયમેવ સિદ્ધ થઇ જાય છે; કારણ કે, જો કિશોર વયમાંજ આર્ય (હિન્દુ) બાળકો તથા બાલિકાઓનાં હૃદયોમાં

પોતાના પવિત્ર તથા ઉદાર આર્યધર્મ તથા પોતાની આર્યનીતિનાં વિશ્વમાન્ય તત્ત્વો ઉચિત ધાર્મિક તથા નૈતિક શિક્ષણના યોગે દઢ થઇ ગયાં હોય; તો પછી તેમનામાં તૌલનિક ધર્મસમીક્ષા તથા નીતિ-સમીક્ષા કરવાની સામાન્ય ક્ષમતાનો સ્વાભાવિક જ આવિર્ભાવ થતો હોવાથી તેમનાં અંતઃકરણોમાં અન્ય વિદેશી તથા વિધર્મી ઉપદેશકોના વિઘાતક ઉપદેશોનું ભાગ્યે જ અનિષ્ટ પરિણામ થઈ શકે છે અને તેથી એ ધાર્મિક તથા નૈતિક શિક્ષણ તેમને વિધર્મીઓના જાળમાં સપડાતાં તથા ધર્મભ્રષ્ટતાને પંથે વિચરતાં અવશ્ય અટકાવી દે છે. આ પરિસ્થિતિ ક્યારની યે હિન્દુત્વાભિમાની હિન્દુ વિદ્વાનોના લક્ષમાં આવી ચૂકેલી હોવાથી બંગાલ, સંયુક્ત પ્રાંત, મદ્રાસ, મહારાષ્ટ્ર તથા ગુર્જરરાષ્ટ્ર આદિ ભિન્ન ભિન્ન ભારતીય પ્રદેશોના હિન્દુ ગ્રંથકારોએ બાલસાહિત્યને વિપુલ પરિમાણમાં લખવા તથા પ્રકાશિત કરવાના વ્યવસાયને કેટલાંક વર્ષોથી આરંભી દીધો છે અને એ હિન્દુ ગ્રંથ કારોના એ પ્રયાસનાં મધુર ફળ તરીકે ભારતવર્ષની બંગાલી, હિન્દી તામિલ, મહારાષ્ટ્રીય ( મરાઠી ) તથા ગુજરાતી આદિક પ્રચલિત ભિન્નભિન્ન ભાષાઓમાં બાલસાહિત્યના અસંખ્ય ગ્રંથો લખાઇ તથ પ્રકાશિત થઇ ચૂક્યા છે. એ બાલસાહિત્યમાં બાલ રામાયણ, બાલ મહાભારત, બાલ મનુસ્મૃતિ તથા એવા જ પ્રકારનાં કેટલાંક અન્ય પુસ્તકોનો પણ સમાવેશ થયેલો છે, એ વાર્તા પ્રસ્તુત ગ્રંથનાં પાઠકો તથા પાઠિકાઓને નવીનતાથી જણાવવાની આવશ્યકતા હોય એમ હું નથી માનતો.

ગુજરાતી ભાષામાં પણ આવી રીતે બાલસાહિત્યનું નિર્માણ થયેલું તથા થતું હોવા છતાં પણ જેમાં આર્ય ધર્મ તથા આર્ય નીતિનાં ઉદાત્ત તથા આદર્શ તત્ત્વોનો એકત્ર સમાવેશ કરવામાં આવ્યો હોય તેવા એક પુસ્તકની તો ગુજરાતી ભાષાના બાલસાહિત્યમાં અત્યાર સુધી ન્યૂનતા-જ દેખાયા કરતી હતી અને તેમાં પણ વળી ઉક્ત કેટલાંક વર્ષોથી પુરાતન વૈદિક આર્યપ્રણાલી અનુસાર

શિક્ષણ આપનારી ગુરૂકુલ નામધારિણી અનેક સંસ્થાઓ સૌરાષ્ટ્ર તથા ગુર્જરાષ્ટ્રમાં પણ અસ્તિત્વમાં આવેલી હોવાથી એવી કુમાર ગુરુકુલ, કન્યા ગુરુકુલ તેમ જ અન્યાન્ય હિન્દુ શાળાઓ આદિક શિક્ષણ સંસ્થાઓમાં વિદ્યાભ્યાસ કરતાં વિદ્યાર્થી તથા વિદ્યાર્થિનીઓ માટે એવા પાઠય પુસ્તકની વિશેષ ન્યૂનતા જણાતી હતી. આજે 'કુમાર સત્યાર્થ પ્રકાશ'ના નિર્માણ તથા પ્રકાશનદ્વારા એ ન્યૂનતા પૂર્ણતાના સ્વરૂપમાં ફેરવાઇ ગઇ છે અને તેથી એ 'કુમાર સત્યાર્થ પ્રકાશ'ના નિર્માતા ભાઇશ્રી વલ્લભદાસ રત્નસિંહ મહેતા બી. એ. એલ. એલ. બી. એડવોકેટ મહાશયને આપણો વર્તમાન હિન્દુસમાજ જેટલા પણ ધન્યવાદ આપે તેટલા ધન્યવાદ ન્યૂન થવાનો જ સંભવ છે એ સર્વથા નિર્વિવાદ વાર્તા છે; કારણ કે, એ 'સત્યાર્થપ્રકાશ' નામક ગ્રંથ રત્નના નિર્માતા આર્યસમાજના આદિ સંસ્થાપક પ્રાતઃસ્મરણીય મહર્ષિ શ્રી દયાનન્દ સરસ્વતી હોઇને એ ગ્રંથના નિર્માણનું જે પ્રયોજન તેઓશ્રીએ પોતાના એ વિશ્વવંદ્ય ગ્રંથની લઘુભૂમિકામાં દર્શાવ્યું છે તે આ પ્રમાણે છેઃ—

"આ ગ્રંથના નિર્માણનું પ્રધાન પ્રયોજન એ જ છે કે જે સત્ય સત્ય અર્થો હોય તેમનો પ્રકાશ કરવો; અર્થાત્ જે સત્ય હોય તે વસ્તુને સત્ય અને જે મિથ્યા હોય તે વસ્તુને મિથ્યા તરીકે વ્યકત કરી દેવી, એનેજ મેં સત્ય અર્થનો પ્રકાશ માનેલો છે. સત્યના સ્થાનમાં અસત્ય અને અસત્યના સ્થાનમાં સત્યનો પ્રકાશ કરવામાં આવે, તો તેને કદાપિ સત્ય કહી શકાય જ નહિ; અર્થાત જે પદાર્થ જેવો હોય તેને તેવા જ પદાર્થ તરીકે વર્ણવવો તથા ઓળખાવવો એ જ સત્ય છે અથવા સત્ય કહેવાય છે. જે મનુષ્ય પક્ષપાતી હોય છે તે પોતાના અસત્યને પણ સત્ય અને પોતાના પ્રતિપક્ષીના સત્યને પણ અસત્ય તરીકે સિદ્ધ કરી બતાવવાને તૈયાર થઈ જાય છે અને તેથી જ તે સત્ય વસ્તુ કિંવા સત્ય મંતવ્યને પ્રાપ્ત નથી કરી શકતો. આ કારણથી સર્વ વિદ્વાન્ પુરુષોએ પોતાના

ઉપદેશ કિંવા લેખદ્વારા સત્યાસત્યના સ્વરૂપને માનવસમાજ સમક્ષે રજૂ કરી દેવું, એ જ તેમનું પ્રધાન કર્તવ્ય છે. એ કર્તવ્યને પૂર્ણ કર્યા પછી તેઓ સ્વયં પોતાના હિત તથા અહિતનો વિચાર કરી સત્યાર્થનો સ્વીકાર તથા મિથ્યાર્થનો પરિત્યાગ કરીને સદા આનન્દમાં રહ્યા કરે, એ જ તેમના માટે ઉચિત છે. મનુષ્યનો આત્મા સત્ય તથા અસત્યનો જ્ઞાતા હોવા છતાં પોતાના પ્રયોજનની સિદ્ધિ, હઠવાદિતા, દુરાગ્રહશીલતા તથા અવિદ્યા આદિક દોષોના દબાવથી સત્યને ત્યજીને અસત્ય પ્રતિ ઝુકી જાય છે; પરંતુ આ ગ્રંથમાં એ દોષ આવવા નથી દીધો અને કોઇ પણ વ્યક્તિના હૃદયને દુભવવાનો તેમ જ કોઇ પણ મનુષ્યની રંચમાત્ર પણ હાનિ કરવાનો અભદ્ર ઉદ્દેશ રાખવામાં નથી આવ્યો. અર્થાત્ જેના યોગે માનવજાતિ પર કાંઈ પણ ઉપકાર કરી શકાય અને માનવસમાજનો કાંઇક પણ ઉત્કર્ષ થાય; મનુષ્યો સત્ય તથા અસત્યને જાણી લઇને સત્યને સ્વીકારી લઇ અસત્યનો ત્યાગ કરી દે એ એકમાત્ર આશયથી જ સત્યનો ઉપદેશ આ ગ્રંથદ્વારા આપવામાં આવ્યો છે; કારણ કે, સત્યના ઉપદેશ વિના અન્ય કોઇ પણ વસ્તુ કદાપિ માનવજાતિના ચિરંજીવી ઉત્કર્ષને સિદ્ધ નથી જ કરી શકતી."

અને વેદનારાયણનો સજીવન પ્રતિમા સમા દયાનિધિ તથા વેદજ્ઞાનનિધાન સ્વામીશ્રી દયાનન્દ સરસ્વતીજીએ પોતાની એ સત્યસમર્થન વિષયક પ્રતિજ્ઞાને 'સત્યાર્થપ્રકાશ'માં અથથી ઇતિ પર્યન્ત અસ્ખલિત ધારાવાહિકતાથી પાળી બતાવી છે અને તેથી જ 'સત્યાર્થ પ્રકાશ'ના ભારતવર્ષની ભિન્નભિન્ન અનેક ભાષાઓ ઉપરાંત અંગ્રેજી ભાષામાં પણ એકને બદલે ત્રણ ત્રણ અનુવાદો થઇ ગયા છે અને એ અનુવાદોદ્વારા ભારતીય જનતા ઉપરાંત પાશ્ચાત્યદેશવાસિની ગૌરાંગી જનતાને પણ 'સત્યાર્થપ્રકાશ'નો પ્રકાશ પર્યાપ્ત પરિમાણમાં પ્રાપ્ત થતો જાય છે. બંગાળી ભાષામાં શ્રીયુત દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયજીએ 'આદર્શ સુધારક દયાનન્દ' નામક એક ઉત્કૃષ્ટ ગ્રંથ લખ્યો

છે; તેનો ગુર્જરાતી અનુવાદ રા. રા. સાક્ષરવર્ય દીવાન બહાદુર શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ; એલ. એલ. બી. મુંબઇની સ્મોલ કોઝિસ કોર્ટસના વરિષ્ટ ન્યાયાધીશ તથા મુંબઇ હાઇકોર્ટના સામયિક ન્યાયમૂર્તિના આસનો પર વિરાજી અત્યારે વાનપ્રસ્થ થયેલા સુયોગ્ય પુરુષની લેખિનીથી થયેલો છે અને એ અનુવાદને લવાણા જ્ઞાતિભૂષણ શ્રીમાન શેઠ સૂરજી વલ્લભદાસ મહાશયે પ્રકાશિત કરેલો છે. એ ગ્રંથના ૪૪મા તથા ૪૫મા પૃષ્ઠમાં પૂજ્યપાદ સ્વામી શ્રી દયાનન્દ સરસ્વતીના સંબંધમાં જે એક વિશિષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેને અહીં ઉદ્ધૃત કરી લેવાના પ્રલોભનને હું નથીજ અટકાવી શકતો. તે ઉત્કૃષ્ટ ઉલ્લેખ આ છેઃ—

"દયાનન્દની સ્વજાતિપ્રીતિનું લક્ષણ માત્ર એક બે બાબતને અંગેજ દેખાઇ આવતું હતું એમ ન હતું. વખત આવે, શિક્ષા કે સભ્યતા, શિલ્પ કે સાહિત્ય, ખેતીવાડી કે વેપાર, હિન્દુને લગતું જે જે હોય, તે સઘળાનું રક્ષણ કરવા, તે સર્વની ઉન્નતિ કરવા માટે તેમની અકૃત્રિમ પ્રીતિનો પ્રવાહ વહ્યા કરતો. રોગથી પીડાતી અને મૃત્યુની નજદીક આવેલી જાતિને એક વિચિક્ષણ ચિકિત્સકરૂપે હિન્દુસ્તાનમાં દેખાવ દઇ, દયાનન્દે તેનો ઉત્સર્ગ પોતાની ચિકિત્સાશક્તિ વડે કર્યો છે, એ વાત તો સિદ્ધ છે. પરંતુ કોઇ એમ સવાલ પૂછશે કેઃ આ ચિકિત્સાકાર્યમાં કોઇ પરદેશી પાસેથી પણ એઓ ઔષધ વગેરે લાવેલા કે કેમ ? હિંદુજાતિના ઉપધર્મનો કિલ્લો સર કરવા બહાદૂર લડવૈયાની માફક લડવાની તેમણે સર્વ સામગ્રી તૈયાર કરેલી, પરંતુ તે તૈયારી માટે તેમણે કોઇ પરદેશી પાસેથી અસ્ત્રશસ્ત્ર લીધેલાં કે કેમ ? આનો જવાબ બંગાળાના એક વિચારશીલ અને પ્રાચીન લેખકે યથાર્થ રીતે આપ્યો છે કેઃ "આશ્ચર્યની વાત એ છે કે તેમણે મૂર્તિપૂજાની વિરુદ્ધ આખી ઉમરભર લડાઇ કરી, ભરતખંડની ચારે દિશામાંથી એકે દિશામાં આર્યધર્મની ધ્વજા ન ફરકતી હોય એવું રાખ્યું નથી, છતાં પોતાના અસ્ત્રશસ્ત્ર તથા બીજાં સાધનો તેમણે

પુરાતન ભારતના દુર્ભેદ્ય કિલ્લામાંથી લીધેલાં. એ તેજસ્વી બ્રાહ્મણ કોઇ પણ વિષયમાં જરા જેટલો પણ કોઇ પરદેશીનો દેવાદાર થયો નથી. વિદ્યા, બુદ્ધિ, પ્રચારપદ્ધતિ, ચરિત્રસંગઠન કોઇ પણ બાબતમાં ભારતના નિડર આર્ય સંતાન સિવાય બહારનું કોઇ જ લક્ષણ તેમનામાં જોવામાં આવતું નથી." ( તત્ત્વબોધિની પત્રિકા, વૈશાખ, શાકે ૧૮૭૮ ). આ તેમની સ્વજાતિ પ્રીતિનું શું અતિ ઉજ્જવળ લક્ષણ ન કહેવાય ?"

એજ પ્રમાણે ઇ. સ. ૧૯૧૨માં ભારતવર્ષમાં આવેલા એક વિલિયમ આર્કર નામક યુરોપીયન્ વિદ્વાને પોતાના લખેલા ' India and the future ' ( ' ભારત અને તેનું ભવિષ્ય ' ) નામક ગ્રંથમાં સ્વામી શ્રી દયાનન્દ સરસ્વતી તથા આર્ય સમાજના સંબંધમાં પોતાના જે નિષ્પક્ષપાત વિચાર દર્શાવ્યા છે તે નિષ્પક્ષપાત વિચાર એ છે કે : " સૌરાષ્ટ્રનિવાસી સ્વામી દયાનન્દ નામક એક બ્રાહ્મણે આર્યસમાજની સ્થાપના કરેલી છે અને તેમણે એ આર્યસમાજની સ્થાપના દ્વારા હિન્દુઓના અયોગ્ય ભેદભાવોને વીરતાપૂર્વક મટાડી દીધા છે. સ્વામીજીના અનુયાયી કાર્યકર્તાઓએ પણ પોતાનાં કર્તવ્યોને બરાબર કરી બતાવ્યાં છે અને એ વાતોને પણ સિદ્ધ કરી બતાવી છે કે : ' કોઇ પણ કારણવશાત્ અન્ય ધર્મમાં ચાલ્યા ગયેલા ધર્મભ્રષ્ટ હિન્દુઓ તેમ જ જેમની અમારા વિશ્વવ્યાપક આર્ય ધર્મના અંકમાં આવવાની ઇચ્છા હોય તેવા કોઇ પણ જન્મજાત વિધર્મીઓને શુદ્ધિપૂર્વક હિન્દુ બનાવી લેવા, એ અમો હિન્દુઓનું પરમ કર્તવ્ય છે. ' આ કાર્યને કેવળ બોલીને જ નહિ, કિન્તુ ક્રિયાદ્વારા પ્રત્યક્ષ પણ કરી બતાવ્યું છે. " ( જુઓ પૃષ્ઠ ૯૧–૯૨ ) ' કુમાર સત્યાર્થ પ્રકાશ ' ના આરંભક મુખ પૃષ્ઠના ઉપરિ ભાગમાં ' **कृण्वन्तो विश्वमार्यम्** ' એ વેદવચન વિરાજી રહ્યું છે એટલે સમસ્ત વિશ્વને સત્યાર્થના પ્રકાશદ્વારા આર્યધર્મના અંકમાં લાવવાના પ્રયાસોમાં નિમગ્નતા રાખવી: એ તો આર્યો અથવા હિન્દુઓનો ધર્મ

છે અને તે પણ વળી જન્મસિદ્ધ અધિકાર યુકત ધર્મ છે, એટલે એમાં આર્ય સમાજિષ્ટ બંધુઓની મહત્તા એટલીજ છે કે તેઓ વેદ તથા પોતાના વેદજ્ઞ ગુરુવર્ય મહર્ષિ દયાનન્દ સરસ્વતીની આજ્ઞાને સક્રિય પાળી રહ્યા છે.

'સત્યાર્થપ્રકાશ ' ના મૂળ નિર્માતા પૂજ્યપાદ સ્વામી શ્રી દયાનન્દ સરસ્વતીજીની યોગ્યતા વિશ્વવિખ્યાત હોવાથી તેમના સંબંધમાં આટલા ઉલ્લેખને જ પર્યાપ્ત માની લઇને હું હવે ' કુમારસત્યાર્થ પ્રકાશના 'ના નિર્માતા ભાઇશ્રી વલ્લભદાસ રત્નસિંહ મહેતાનો પણ કાંઇક પરિચય કરાવીશ, તો તે સર્વથા પ્રાસંગિક જ ગણાશે એવો મારો દૃઢ વિશ્વાસ છે. ભાઇ શ્રી વલ્લભદાસ મહેતા ઇતિહાસ પ્રસિદ્ધ કાયસ્થજાતિના એક સુયોગ્ય કુટુંબમાં જન્મેલા હોઇને એમની જન્મભૂમિ કચ્છ સુદ્રા ( મુંદ્રા ) છે. એમના પિતાશ્રી રત્નસિંહભાઇ પણ કચ્છના એક નામાંકિત તથા અગ્રગણ્ય વકીલ હોવાથી વકીલાતનો વારસો વલ્લભદાસભાઇને પોતાના જન્મદાતા જનક પાસેથી જ મળેલો છે એમ જ કહી શકાય. ભાઇ વલ્લભદાસ અદ્યાપિ એક તારુણ્યના વસંતમાં જ વિહરતા યુવક હોવા છતાં આર્ય ધર્મના એમના હૃદયમાં દૃઢમૂલ થઇ ગયેલા સંસ્કારોના યોગે એઓ પોતાના ચારિત્ર્યને શુદ્ધ રાખીને વ્યવસાયમાંથી મળી શકતા અવકાશનો ' આર્યજ્યોતિ' જેવાં સાપ્તાહિક પત્રના નિયમિત સંપાદન, પ્રસ્તુત પુસ્તક જેવાં ઉપયુકત પુસ્તકોના નિર્માણ તથા મુંબઇ આર્યસમાજ–અન્તર્ગત હિન્દુજાતિ કલ્યાણ વિષયક અનેક ઉપયુકત કાર્યોમાં આત્મીય ભાવથી નિરંતર સદ્વ્યય કરતા રહે છે અને પોતાથી જેટલી પણ કરી શકાય તેટલી હિન્દુજાતિ તથા હિન્દુધર્મની નાનાવિધ સેવાઓને જ પોતાના જીવન–સાર્થક્ય તરીકે માનતા રહે છે. આજના દંભપ્રધાન યુગમાં આવા પાશ્ચાત્યજ્ઞાનમંડિત હોવા છતાં પણ પોતાના ધર્મ, પોતાના દેશ, પોતાની આર્યજાતિ અથવા હિન્દુજાતિ અને પોતાનાં પતિત હિન્દુ બંધુ ભગિનીઓના કલ્યાણની પ્રવૃત્તિમાં જ

તલ્લીન રહેનાર આર્યવંશભૂષણ ઉત્સાહી યુવકો અત્યંત અલ્પ સંખ્યામાં જ મળી શકતા હોવાથી આ તેમના ગુણગ્રાહક તથા ઉત્કર્ષેચ્છુ મિત્રનો તેમને એજ આશીર્વાદ છે કે પરમાત્મા તેમને દીર્ઘ આયુષ્ય, દૃઢ આરોગ્ય તથા સુખશાંતિનાં સર્વ સાધનો નિરંતર વિપુલ પરિમાણમાં સમર્પતા રહે અને તેમના હસ્તથી આવી રીતે હિન્દુધર્મ તથા હિન્દુજાતિની કલ્યાણકારિણી સેવાઓ અસંત દીર્ઘ કાલ પર્યન્ત અખંડ સ્વરૂપમાં થતી રહે.

પ્રસ્તુત ગ્રંથ પ્રત્યેક હિન્દુશાળા, પાઠશાળા તથા ગુરુકુલના પાઠ્ય પુસ્તકના આસન ઉપર વિરાજવાની સંપૂર્ણ યોગ્યતા ધરાવનાર હોવાથી હું આશા રાખું છું કે બાલકો તથા બાલિકાઓ, કિંબહુના યુવકો તથા યુવતીઓને ગુજરાતી ભાષાદ્વારા શિક્ષણ આપનારી રાજાશ્રિત તેમ જ સ્વતંત્ર સંસ્થાઓના સંસ્થાપકો તથા વ્યવસ્થાપકો આ ગ્રંથને પોતના હસ્તક ચાલતી શિક્ષણસંસ્થાઓમાં પ્રસ્તુત 'કુમાર સત્યાર્થપ્રકાશ' નામક પુસ્તકને પાઠ્ય પુસ્તક તરીકે સ્વીકારવા તથા પ્રચલિત કરી દેવાની વિચારશીલતા તથા ઉદારતા અવશ્ય દર્શાવશે.

આ લઘુ પુસ્તકનું આટલું આમુખ પર્યાપ્ત હોવાથી પરમાત્મા પાસેથી ગ્રંથકારના પ્રયત્નની પરિપૂર્ણ સફળતાને યાચીને હું મારા આ આમુખને અહીંજ સમાપ્ત કરવાની આજ્ઞા ઇચ્છું છું,

| | |
|---|---|
| વિલેપારલે :<br>સંવત્ ૧૯૯૧, ભાદ્રપદ, શુક્લા<br>અષ્ટમી; તા. ૬-૯-૩૫<br>શુક્રવાર | ભવદીય<br>નારાયણ વિસનજી ઠક્કુર,<br>કચ્છભૂમિસંતાન અને ગુર્જર<br>ગ્રંથકાર. |

# भूमिका

वेद कबसे है ? पूज्यश्री लोकमान्य तिलकजीका मत है कि ८००० (आठ सहस्र) वर्षसे वेद है। प्रोफेसर मैक्समुलरजीका मत है कि मानवी पुस्तकालयका ऋग्वेद सबसे आदि ग्रन्थ है।

प्राचीन भारतके सब ऋषि मुनि वेदका प्रकाश आदि मानवी सृष्टि के साथ मानते है।

मनुस्मृतिमें लिखा है कि इश्वरने वेदके शब्दोंद्वारा आदि सृष्टिमें ज्ञान दिया। यहीआर्ष सत्य मत—जो तिलकजीके विरुद्ध है किन्तु सत्य है—इसके दो हेतु है।

प्रथम यहकि महर्षि मनुकी विद्या, आयु, तप, निष्पक्षता सदाचार तथा योगदृष्टि तिलकजीसे निसंदेह बढकरहै। विदित हो कि मनु आदि सब ऋषि परम आस्तिक, परम सत्यवादी, परम विद्वान तथा परम योगी थे।

श्री पूज्य विज्ञानाचार्य बोसजीका मत है कि "भारतीय वैदिक आर्य प्राचीन ऋषि मुनि परम ज्ञानी तथा परम योगी होते थे—जो जो बातें योगदृष्टिसे सनातन सत्य रुपसे वह जान सके आजकल यूरोपके विज्ञानीभी उनकी सीमातक नहि पहुंच सके।"

विदितहो कि युरपआदिके सब विज्ञानी आजकल Reason

(वुद्धि) के मानी है–इनके सब प्रयोग ज्ञानइन्द्रिय तथा तर्कजन्य ही होते है। यही कारण है कि इनको विद्या वा विज्ञानकी सब वातें वदल सकती हैं। आजकल इनके रसायनशास्त्र Chemistry अनुसार हीरा Diamond कोयला Charcoal तथा Graphite (जेखनीसीसा) यहतीनों Chemically (रसायन दृष्टिसें) एक है Carbon (अंगारक) तत्वका समविकार है। परयह वात मानवी अनुभव तथा योगदृष्टिसे सत्य नहि सिद्ध होवी–कारणकि एक रत्तीभर कोयला वा जेखनीसीसा खानेसे कोइभी मनुष्य कहीं पर नहि मर सकता, किन्तु रत्तीभर Diamond अर्थात् हीरा चाटनेसे वह मर जाता है।

अतःवर्तमान Science (विज्ञान) की वातोंका हम वाद कह सकते है। निश्चितसत्यता Established Truths वा सिद्धांतनहि।

युरपकी Theories वाद वदला करें कारणकि वह केवल ज्ञानइन्द्रिय तथा तर्कजन्य है। उनके साथ योगदृष्टि वा जिसको अंग्रेजीमें Intution कहते है वह नहि।

विदित हो कि न्युटन, एन्ड जेकसन डेवीस तथा एडीसन आदि जोभि इंग्लेंड तथा अमेरीकामें Discoverer&Inventors है–यह सवही जैसा कि हम जानते हैं किसी शालामें किसी पाठय पुस्तकको पढकर Discovery तथा Invention (आविष्कार) नहिकर पाये। इनका भोजन मांस शरावसे रहित आर्य भोजन था। Gravitationका नियम न्युटने शोधा, Natures

Divine Revealation नामी गुढ ग्रन्थ अमेरिकामें डेवीसजीने सच्ची याग समाधिमें लिखवाया और Gramophone को एडीसनजीने अमेरीकामें जो रचा अपना मेधावी वा समाधि बुद्धिद्वारा। उक्त तीनोंको युरपवाले Men of Intution कहते हैं। हम इनको योगी कहते है।

अतःभारतीय ऋपिजहां वह Men of Reasonवा विज्ञानी थे उनके साथसाथ वह Men of Intution भी थे। इस लीये इन आर्य ऋपियोंने समाधिमें डेविस, वा न्यूटन वा एडीसन समान जो ईश्वरीय प्रेरणासें सत्य ज्ञान वा वैदिक सिद्धान्त प्राप्त किये, वह तीनकाल सत्य सनातन रुपमें रहेंगे। युरुपके केवल विज्ञानीयों समान वह दश वर्ष पीछे नये Encyclopedia के समय नहि बदल सकते–इसी वास्ते इनको मनुष्य जातिके धारण करने योग्य Duty रुपी धर्मका नाम देते है। Nature वा सृष्टिके नियामक ईश्वरको वह आस्तिक ऋपि योगदृष्टिसे प्रत्यक्ष अनुभव करते थे।

Established truths वा विज्ञान मूलक तथा विद्याजन्य जो अटल बाते है वही तो वेद मंत्रोका विपय है।

वेदोंको Rishis Encyclopedia वा ज्ञानके भंडार वा योगी महर्पि दयानंदजीके वचनोंमें सत्य विद्याका कोप नाम देसकते है।

परम पूज्य जीवनमुक्त ऋषि दयानंदजीने पुराने भारतीय आर्य ऋषियोंके सत्य मार्गपर चलकर मानवजातमें समस्त भूगोलपर त्रिविध शान्ति स्थापन करने तथा करानेके लिये जो मार्गदर्शक ग्रन्थ आर्यभाषा (नागरी)में रचा वह प्रत्येक नरनारी को एकवार पढनेकी प्रतिज्ञा धारण करना चाहीए।

आर्यजातिके ऐसे कुमार तथा कुमारियोंके लिये जो नागरी भाषा नहीं समज सकते-उनके उपकारके लिये उस नागरीके सागररुपी महान रत्नग्रंथ सत्यार्थ प्रकाशको वर्तमान संक्षिप्त रुप कुमार सत्यार्थ प्रकाश गागरमें भरनेका जो सफल यत्न इन ग्रन्थके लेखक "आर्य ज्योति"के संपादक और आर्य-समाज भूषण, कच्छ-मुंद्रा निवासी-बंबईके श्री वल्लभदास रत्नसिंह महेता बी. ए. एल. एल. बी. एडवोकेट हाईकोर्टने किया है उसके लिये मैं उनका अभिनंदन करता हुं इति।

आर्यपुरा
वडोदा ता.१४-८-३५

आत्माराम अमृतसरी
(राज्यरत्न)

# વિષય-સૂચિ

## સમુલ્લાસ પહેલો

ઇશ્વરનામ વ્યાખ્યા ૩
મંગળાચરણ ૩
પરમાત્માનું નિજનામ ૪
પરમાત્માના નામ સાર્થક છે ૭
નિર્ગુણ તથા સગુણ પરમાત્મા ૭
પરમાત્માની સ્તુતિ પ્રાર્થના અને ઉપાસના ૮
શાન્તિપાઠ ૯

## સમુલ્લાસ બીજો

બાળ શિક્ષા ૧૦
ત્રણ ગુરૂ ૧૦
બાળકપ્રતિ માતપિતાનું કર્તવ્ય ૧૧
વીર્ય રક્ષા તથા અન્ય ઉપદેશ ૧૨
ભૂત-પ્રેતનો વહેમ ... ૧૪
જ્યોતિઃશાસ્ત્ર અને જન્મ પત્ર ૧૫
મંત્ર તંત્ર ... ... ૧૮

## સમુલ્લાસ ત્રીજો

અધ્યયન અને અધ્યાપન ૨૧
સાચાં આભૂષણો ૨૧
ગુરૂકુલ શિક્ષા ૨૨
શિક્ષણ સર્વને આપવું જોઇએ ૨૩
શું સ્ત્રીઓ અને શૂદ્રો પણ વેદ વાંચે ? ૨૪
બ્રહ્મચર્યના ત્રણ પ્રકાર ૨૬
બ્રહ્મચર્ય અને લગ્નકાળ ૨૭
બ્રહ્મચારી માટેના વિશેષ નિયમો ૨૮
અવસ્થા કાળ ૩૦
સન્ધ્યોપાસના અથવા બ્રહ્મયજ્ઞ ૩૦
સન્ધ્યોપાસનામાં પ્રાણાયામ વિધિ ૩૨
પ્રાણાયામથી થતા લાભો ૩૩
અગ્નિહોત્ર તથા દેવયજ્ઞ ૩૩
અગ્નિહોત્રથી થતા લાભો ૩૪
પઠન-પાઠન વિધિ ૩૫
ધર્માધર્મના લક્ષણો ૩૭
ધર્મના અભ્રાંતલક્ષણ ૩૭
શું છ દર્શનોમાં પરસ્પર વિરોધ છે ? ૩૯

## સમુલ્લાસ ચોથો

સમાવર્તન, વિવાહ અને ગૃહસ્થાશ્રમ વિધિ. ૪૧
સમાવર્તન ૪૧
વિવાહમાં ગુરૂની આજ્ઞા ૪૧
દૂર અને નિકટ વિવાહ કરવામાં ગુણ-દોષ ૪૧
વિવાહનો સમય ૪૩
સમાન પતિની શોધ ૪૩
લગ્ન અને માતાપિતાનું કર્તવ્ય ૪૩

સ્વયંવર ૪૪
શું અન્ય વર્ણસ્થ માતા પિતના સંતાનો બ્રાહ્મણ થઈ શકે ? ૪૬
વર્ણ વ્યવસ્થા ૪૭
પાંચ મહાયજ્ઞ ૪૯
પંચ મહા યજ્ઞોનું ફળ પર
ગૃહસ્થાશ્રમીઓના અન્યકર્તવ્યો ૫૩
ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતા ૫૪

## સમુલ્લાસ પાંચમો

વાનપ્રસ્થ તથા સન્યાસવિધિ ૫૬
વાનપ્રસ્થ વિધિ ૫૬
વાનપ્રસ્થના કર્તવ્યો ૫૭
સન્યાસ વિધિ ૫૭
સન્યાસીના કર્તવ્યો ૫૭
સન્યાસ ગ્રહણની આવશ્યકતા ૫૮
ભિન્નભિન્ન આશ્રમોના કર્તવ્યો ૫૯

## સમુલ્લાસ છઠ્ઠો

રાજધર્મ વિષય ૬૧
રાજા ૬૧
ત્રણે સભાના સભાસદો ૬૩
સભ્યોની સંખ્યા ૬૩
રાજ સભાઓ તથા પ્રજાનો પરસ્પર સંબંધ ૬૩
નિયમો અર્થાત્ કાયદા ૬૪
મંત્રીમંડળ ૬૫
નગરસભા ૬૬
ન્યાયાલય ૬૬
શસ્ત્રાસ્ત્ર સેના તથા દુર્ગ ૬૭
રાજાનો સૈનિકો સાથેનોવ્યવહાર ૬૮
રાજદૂત ૬૮
ગુપ્તચર ૬૯
રાજકર્મચારી વર્ગ ૬૯
યુદ્ધમાં શસ્ત્રપાત કોના પર ના કરવો ? ૭૦
યુદ્ધમાં પકડાએલા શત્રુ સાથે વ્યવહાર ૭૦
પરાજીતરાજા અને તેનું કાર્ય ૭૧
રાજકર્મચારીઓનું વેતન ૭૧
રાજ્યકર ૭૨

## સમુલ્લાસ સાતમો

ઇશ્વર, જીવ અને વેદ ૭૩
ઇશ્વરનું સ્વરૂપ ૭૩
ઇશ્વરનું હોવું ૭૩
ઇશ્વરની વ્યાપકતા ૭૫
ઇશ્વર દયાળુ અને ન્યાયકારી છે ૭૫
ઇશ્વર સાકાર છે કે નિરાકાર ૭૭
ઇશ્વર સર્વ શક્તિમાન છે ૭૭
શું ઇશ્વર અવતાર લે છે ? ૭૭
શું ઇશ્વર પાપની ક્ષમા કરે છે? ૭૮
ઇશ્વરમાં ઇચ્છા છે ? ૭૯

જીવસ્વતંત્ર છે કે પરતંત્ર ૭૯
જીવ અને ઇશ્વરનું સ્વરૂપ ૮૦
ઇશ્વર અને જીવનો પરસ્પર. સંબંધ ૮૧
ઇશ્વરની સ્તુતિ પ્રાર્થનાઅને ઉપાસના ૮૧
ઉપાસનાનો પ્રારંભ ૮૪
ચાર વેદોનો કર્તા ૮૫
વેદોપદેશનો પ્રકાર ૮૬
વેદોની આવશ્યકતા ૮૭
વેદોમાં એકેશ્વર વાદ ૮૮
શું વેદોમાં ઇતિહાસ છે? ૮૯

## સમુલ્લાસ આઠમો

સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય ૯૦
જગતની પૂર્વાવસ્થા ૯૦
જગતની ઉત્પત્તિના કારણો ૯૧
પરમાત્મા અનેજગતમાં ભેદ ૯૨
જગતની રચનામાં પરમાત્માનું પ્રયોજન ૯૩
નિરાકાર ઇશ્વરથી જગતની ઉત્પત્તિ ૯૪
ઇશ્વરની આવશ્યકતા ૯૪
કલ્પાન્તરમાં સૃષ્ટિ એક સરખી ઉત્પન્ન થાય છે ૯૫
સૃષ્ટિ પ્રવાહ અનાદિ છે ૯૬
મનુષ્ય સૃષ્ટિ ૯૭
મનુષ્ય સૃષ્ટિનું આદિસ્થાન ૯૮
ચંદ્ર તારા આદિમાં મનુષ્ય સૃષ્ટિ અને વૈદિક જ્ઞાન ૯૮
પૃથ્વી ફરે છે ૯૯
પૃથ્વીને ધારણ કોણ કરે છે ૧૦૦

## સમુલ્લાસ નવમો

વિદ્યા, અવિદ્યા બન્ધન અને મોક્ષ ૧૦૨
વિદ્યા અને અવિદ્યા ૧૦૨
મુક્તિ અને બંધન ૧૦૪
મુક્તિ અને બન્ધનના કારણો ૧૦૪
મુક્ત જીવનની અવસ્થા તથા સ્વર્ગ અને નર્ક ૧૦૫
મુક્તિમાંથી પાછા ફરવાના વૈદિક પ્રમાણ ૧૦૫
મુક્તિમાંથી પાછા ફરવાના કારણો ૧૦૭
જન્મ વ્યવસ્થા ૧૦૯

## સમુલ્લાસ દશમો

સદાચાર, અનાચાર તથા ભક્ષ્ય અને અભક્ષ્ય ૧૧૧
ધર્મ અથવા સદાચાર ૧૧૧

A stream where alike the elephant may wim and the lamb may wade.

GREGORY THE GREAT

A glory glides the sacred page
Majastic, like the Sun;
It gives a light to every age,
It gives, but borrows none.

COWPER

The scriptures teach us the best way of living, the noblest way of suffering, and the most comfortable way of dying.

FLAVEL

શું વિદેશ ગમનથી સંદાચાર નષ્ટ થાય છે ? ૧૧૨
કાચી અને પાકી રસોઇ ૧૧૫
પોતાના હાથની રસોઇ ૧૧૬
ભક્ષ્ય અને અભક્ષ્ય ૧૧૭
નિરામિષ ભોજન ૧૧૮
ભોજનની સ્વચ્છતા ૧૧૯

## સમુલ્લાસ અગીઆરમો

આર્યાવર્તના મતોનું ખંડન ૧૨૦
આર્યાવર્તની શ્રેષ્ઠતા ૧૨૦
પતનનો પ્રારંભ ૧૨૧
અનેક 'ઇશ્વર' ની પૂજા ૧૨૨
બૌદ્ધ અને જૈનમત ૧૨૩
શંકરાચાર્ય ૧૨૪
શૈવમત ૧૨૫
વૈષ્ણવમત ૧૨૫
મૂર્તિપૂજા વિચાર ૧૨૬
પાંચ દેવતાની પૂજા ૧૩૦
તીર્થ શબ્દનો અર્થ ૧૩૧
પુરાણ પ્રકરણ ૧૩૧
ગૃહ પ્રકરણ ૧૩૪
સૂર્ય અને ચંદ્રગ્રહણું ૧૩૪
ગરૂડ પુરાણ ૧૩૫
વ્રત પ્રકરણ ૧૩૫
સાધુ પ્રકરણ ૧૩૬
વિવિધ પંથો ૧૩૭

## સમુલ્લાસ બારમો

ચાર્વાક, બુદ્ધ અને જૈનમત ૧૩૮
ચાર્વાક મત ૧૩૮
બૌદ્ધમત ૧૩૯
બૌદ્ધોની પૂજા ૧૪૦
સમીક્ષા ૧૪૧
જૈનમત ૧૪૨
જૈન ગ્રંથોની કેટલીક વિચિત્ર વાતો ૧૪૨
જૈનો માટે છ કર્મો વર્જિત છે ૧૪૩
જૈનોની મુક્તિનું વર્ણન ૧૪૪
સમીક્ષા ૧૪૫
આસ્તિક નાસ્તિક સંવાદ ૧૪૬

## સમુલ્લાસ તેરમો

ઇસાઇ ( ખ્રીસ્તી ) મત ૧૫૪
ખ્રીસ્તીઓના બે વિભાગ ૧૫૪
ઇશ્વરી પુસ્તક ૧૫૫
ઇસાઇઓની માન્યતા ૧૫૫

## સમુલ્લાસ ચૌદમો

મુસલમાની મત ૧૫૮
મુસલમાન એટલે ૧૫૮
સ્વમંતવ્યામંતવ્ય પ્રકાશ ૧૬૧
આર્ય સમાજના નિયમ ૧૭૨
અમર પુસ્તક સત્યાર્થ પ્રકાશ ૧૭૪

॥ ओ३म् ॥

कृण्वन्तो विश्वमार्यम् । वेद.

# કુમાર સત્યાર્થ પ્રકાશ.

# પહેલો સમુલ્લાસ.

## ઇશ્વરનામ વ્યાખ્યા.

---

**મંગળાચરણ** દરેક શુભ કર્મના આરંભમાં 'ઓમ્' નું સ્મરણ કરવું અત્યંત આવશ્યક છે. ઓમ્ નામ પરમાત્માનું છે. પ્રત્યેક ગ્રંથના પ્રારંભમાં કે કોઈપણ શુભ કર્મ કરવા સમયે આપણા ઋષિ મુનિઓની પ્રણાલિ અનુસાર પ્રથમ ઓમ્ કે કે અથનું સ્મરણ કરવું જોઇએ.

પરંતુ આજે આપણે શું જોઇ રહ્યા છીએ? 'ઓમ્' સમાન એક વિરાટ અર્થના શબ્દને સ્થાને લોકો ભળતાજ શબ્દોનો ઉપયોગ કરી રહ્યા છે. "શ્રી ગણેશાય નમઃ" "હનુમતે નમઃ" "ભૈરવાય નમઃ" "બટુકાય નમઃ" "સીતારામાભ્યાં નમઃ" "રાધાકૃષ્ણાભ્યાં નમઃ" "ગુરૂ ચરણાભ્યાં નમઃ" ઇત્યાદિ શબ્દોનો ઉપયોગ કરીને લોકો

આજકાલ પોતાના પાઠનો કે અન્ય કાર્યનો આરંભ કરે છે. પરંતુ આ પ્રથા ઠીક નથી. આપણા પ્રાચીન ઋષિ મુનિઓના ગ્રંથોમાં "શ્રી ગણેશાય નમઃ" આદિ મિથ્યા મંગળાચરણોનો કયાંયે ઉપયોગ કરવામાં આવેલો નથી. આવાં મિથ્યા મંગળાચરણો વેદ અને શાસ્ત્ર વિરૂદ્ધ છે.

બન્ધુઓ! તમે તમારૂં કોઈપણ શુભ કાર્ય ઉપરોક્ત મિથ્યા મંગળાચરણોથી શરૂ નહિ કરતાં 'ઓમ્' કે 'અથ' શબ્દથીજ તેનો આરંભ કરજો. પરમાત્માનું સાચું સ્મરણ એની અંદરજ રહેલું છે.

**પરમાત્માનું નિજનામ**

'ઓમ્' એ પરમાત્માનું મુખ્ય અને સર્વોત્તમ નામ છે. કારણકે એ એકજ નામની અંદર પરમાત્માના અનેકાનેક નામોનો સમાવેશ થઈ જાય છે. કઠોપનિષદનું કથન છે, કે સર્વ વેદો જે પ્રભુનું વર્ણન કરે છે, તથા જેની પ્રાપ્તિ અર્થે તપસ્વીઓ બ્રહ્મચર્યાદિ નિયમોનું પરિપાલન કરે છે, એ પ્રભુનું નામ 'ઓમ્' છે. આ પ્રમાણે વેદાદિ સકળ શાસ્ત્રોમાં પરમાત્માનું પ્રધાન અને નિજનામ 'ઓમ્' છે.

'ઓમ્' શબ્દ ત્રણ અક્ષરો મળીને બનેલો છે. (૧) 'અ' (૨) 'ઉ' અને (૩) 'મ્' આ ત્રણ અક્ષરોમાંના દરેકમાંથી પણ પરમાત્માના અનેક નામો નીકળે છે. જેમકે 'અ' થી વિરાટ, અગ્નિ અને વિશ્વાદિ; 'ઉ' થી હિરણ્ય ગર્ભ, વાયુ અને તૈજસાદિ; તથા 'મ' થી ઇશ્વર આદિત્ય અને પ્રાજ્ઞાદિ નામો નીકળે છે. પરમાત્માનો સ્વભાવ અનેક ગુણ–કર્મ–યુક્ત હોવાથી તેના નામો પણ અનેક છે.

પ્રશ્ન—"ઓમ્' નામ તો જાણે પરમાત્માનું છે તે તો ઠીક, પરંતુ અગ્નિ આદિ નામો તો બીજી વસ્તુઓનાં પણ છે, તેનું કેમ ?

ઉત્તર—જ્યાં જ્યાં ઉપાસનાનો પ્રસંગ હોય, ત્યાં ત્યાં એ નામ પરમાત્માનું સમજવું, અને જ્યાં જ્યાં અન્ય વ્યવહારિક વિષયોનો ઉલ્લેખ હોય, ત્યાં ત્યાં તે વસ્તુઓને સંસારની પ્રસંગાનુસાર વસ્તુઓ ગણવી. આ વાતને ખાસ લક્ષમાં રાખવી.

પ્રશ્ન—પ્રસંગાનુસાર એટલે ?

ઉત્તર—પ્રસંગાનુસાર એટલે આજુબાજુના સંજોગોને લક્ષમાં રાખીને, એક શબ્દનો જે અર્થ બંધ બેસતો થતો હોય, તેજ અર્થ ગ્રહણ કરવો. ઉદાહરણ તરીકે 'સ્વામિન્' શબ્દ લઇએ. જ્યારે ઈશ્વર પ્રાર્થનામાં આપણે કહીએ, કે "હે સ્વામિ! તું મુક્તિ દાતા છે, અને અમે તારા શરણમાં છીએ," ત્યારે 'સ્વામી' શબ્દનો અર્થ પરમેશ્વર સિવાય અન્ય ન હોઇ શકે, પરંતુ જ્યારે આપણે આપણા શેઠને કહીએ, કે "સ્વામિન્! મારૂં બે માસનું ચડેલું વેતન (પગાર) મને આપો," ત્યારે એ શબ્દ મનુષ્યને લાગુ પડે છે, ઇશ્વરને નહિ. આનું નામ તે પ્રસંગાનુસાર. દરેક શબ્દનો અર્થ કરતી વખતે સંજોગ સમય અને પ્રસંગ આદિનો ખૂબ વિચાર કરવો જોઇએ.

દાખલા તરીકે એક શેઠ જ્યારે પોતાના નોકરને કહે, કે "અંત્યા! સૈન્ધવ લાવ." ત્યારે નોકરે સમય અને સંજોગોનો અવશ્ય વિચાર કરવો જોઇએ. કારણકે 'સૈન્ધવ'

શબ્દ દ્વિઅર્થી છે. એનો એક અર્થ ઘોડો અને બીજો અર્થ મીઠું થાય છે. જો શેઠને કયાંય પણ બહાર જવાનો સમય હોય, તો ઘોડો લાવવો જોઇએ, અને ભોજનનો સમય હોય, તો મીઠું લાવવું જોઇએ. જો શેઠના ગમન સમયે મીઠું અને ભોજન સમયે અશ્વ હાજર કરવામાં આવે, તો શેઠ ગુસ્સેજ થાય. અને તરત નોકરને કહે, કે તેં પ્રસંગનો વિચાર ન કર્યો. નહિ તો ભોજન સમયે ઘોડાની અને ગમન સમયે મીઠાની શી આવશ્યકતા હોય?

આ ઉપરથી એટલું તો ચોક્કસ થાય છે, કે જ્યાં જેવો અર્થ ગ્રહણ કરવા યોગ્ય હોય, ત્યાં તેવોજ અર્થ ગ્રહણ કરવો. પ્રસંગાનુસાર અર્થ તે આનું નામ.

આ પ્રમાણે જ્યાં જ્યાં સ્તુતિ, પ્રાર્થના, કે ઉપાસનાનો પ્રસંગ હોય, તથા જ્યાં સર્વજ્ઞ, વ્યાપક, શુદ્ધ સનાતન, અને સૃષ્ટિ કર્તા આદિ વિશેષણો વાપરવામાં આવેલાં હોય, ત્યાં ત્યાં અગ્નિ આદિ નામોને પણ પરમાત્માનાં નામો તરીકે ગણવાં જોઇએ. અને જ્યાં જ્યાં ઉત્પત્તિ, સ્થિતિ કે પ્રલયનો સંબંધ બતાવેલો હોય, અથવા જ્યાં જડ વસ્તુનો આવિર્ભાવ હોય, ત્યાં ત્યાં અગ્નિ આદિ નામોને પરમાત્મા તરીકે ગણી શકાય નહિ, કારણકે પરમાત્મા તો ઉત્પત્તિ, આદિ વ્યવહારોથી સર્વથા પ્રથક્ છે.

એવીજ રીતે જ્યાં જ્યાં સર્વજ્ઞાદિ વિશેષણો હોય, ત્યાં ત્યાં પરમાત્માનો અર્થ અને જ્યાં ઇચ્છા દ્વેષ, પ્રયત્ન, સુખ, દુ:ખ, અને અલ્પજ્ઞાદિ વિશેષણો હોય, ત્યાં જીવનો અર્થ ગ્રહણ કરવો જોઇએ. આમ દરેક સમયે સંજોગોનો વિચાર અવશ્ય કરવો જોઇએ.

**પરમાત્માનાં નામ સાર્થક છે.**

પરમાત્માનાં સઘળાં નામ સાર્થક અર્થાત્ અર્થવાળાં છે. કોઇપણ નામ નિરર્થક નથી. જેમકે આપણામાં કોઇ ગરીબનું નામ લક્ષ્મીપ્રસાદ કે ધનજી હોય છે, તેમ પરમાત્માનાં નામોમાં હોતું નથી. પરમાત્માનાં નામ તેનાં ગુણ, કર્મ કે સ્વભાવ રૂપી અર્થવાચક હોય છે આ કારણથી 'ઓમ્' આદિ નામો સાર્થક છે. જેમકે પરમાત્મા સ્વયં પ્રકાશિત હોવાથી 'અગ્નિ', વિજ્ઞાન સ્વરૂપ હોવાથી 'મનુ', સૌનું પાલન કરનાર અને પરમ ઐશ્વર્યવાન હોવાથી 'ઇન્દ્ર', અને સદૈવ સર્વવ્યાપક હોવાથી 'બ્રહ્મ' કહેવાય છે. તે સઘળું બ્રહ્માંડ બનાવનાર હોવાથી 'બ્રહ્મા' સર્વત્ર વ્યાપક અને સર્વનો પાળક હોવાથી 'વિષ્ણુ', દુષ્ટોને દંડ દેનાર હોવાથી રૂદ્ર, અને સૌ કોઇનું કલ્યાણ કરનાર હોવાથી શિવ કહેવાય છે.

એ ઉપરાંત 'વાયુ' 'અર્યમા' અને 'મિત્ર' આદિ નામ પણ પ્રસંગાનુકુળ પરમાત્માનાં જ છે. નવ ગ્રહમાં જે સોમ, મંગળ, બુધ આદિ નામો છે, તે પણ ઉપાસના વિષયમાં પરમાત્માનાંજ નામો છે, અને જ્યોતિષના વિષયમાં તારાઓનાં નામો છે.

**પરમાત્મા નિર્ગુણ તથા સગુણ.**

સત્વ, રજસ્, અને તમસ્, રૂપ, રસ, સ્પર્શ, ગંધ, આદિ જેટલા જડના ગુણો છે તેમનાથી, તથા અવિદ્યા, અલ્પજ્ઞતા, રાગ, દ્વેષ, ક્લેશ, આદિ જે જીવના ગુણો છે તેથી

પરમાત્મા સદા પૃથક છે. ઉપનિષદ કહે છે, કે" अशब्दमस्पर्शमरूपमव्ययम् "અર્થાત જે શબ્દ, સ્પર્શ, રૂપ આદિ ગુણોથી રહિત છે તે પરમાત્મા જડ અને જીવના ગુણોથી પણ રહિત છે. અને તેથીજ પરમાત્માને નિર્ગુણ કહે છે.

ઉપરાંત તે સર્વજ્ઞતા, પવિત્રતા, અનંત બળ, આનંદ, આદિ ગુણો યુકત હોવાથી 'સગુણ' પણ કહેવાય છે. જેવી રીતે પૃથિવી ગંધ આદિ ગુણોયુકત હોવાથી 'સગુણ' અને ઇચ્છા આદિ ગુણોથી રહિત હોવાથી 'નિર્ગુણ' છે, તેવીજ રીતે તે જડ જગત અને જીવના કેટલાક ગુણોથી રહિત હોવાના કારણે પરમાત્મા 'નિર્ગુણ' તથા સર્વજ્ઞાદિ પોતાના ગુણોથી યુકત હોવાથી 'સગુણ' પણ છે.

આ જગતમાં એવો એકે પદાર્થ નથી, જે સગુણ અને નિર્ગુણ ન હોય. જડ જગત પણ ચેતન આદિ ગુણોથી રહિત હોવાથી નિર્ગુણ, અને પોતાના ગુણોથી યુકત હોવાથી સગુણ પણ છે. એવીજ રીતે જીવ પણ જડ ગુણોથી રહિત હોવાથી નિર્ગુણ અને પોતાના ગુણોથી યુકત હોવાથી સગુણ છે.

**પરમાત્માના સ્તુતિ પ્રાર્થના અને ઉપાસના**

સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના શ્રેષ્ઠની જ કરવી જોઇએ. શ્રેષ્ઠ તેને કહે છે, જે ગુણ–કર્મ–સ્વભાવ અને સત્ય વ્યવહારોમાં સૌથી અધિક શ્રેષ્ઠ હોય. સર્વ શ્રેષ્ઠોમાં જે સૌથી શ્રેષ્ઠ હોય તેનુંજ નામ પરમાત્મા. પરમાત્માની તુલ્ય કોઇ છે નહિ, હતું નહિ, અને

થશે નહિ. જ્યારે તેના તુલ્ય પણ કોઇ નથી, ત્યારે અધિક તો ક્યાંથીજ હોય ?

જે વસ્તુ પોતે સત્ય છે તેનાં ગુણ-કર્મ-સ્વભાવ પણ સત્યજ હોય છે. માટે આપણું સહુનું કર્તવ્ય છે કે આપણે એક પરમાત્માનીજ સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના કરવી. અન્ય કોઇની પણ નહિ. માત્ર એક પરમાત્મા સિવાય અન્ય કોઇ પણ સ્તુતિ, પ્રાર્થના કે ઉપાસનાને માટે યોગ્ય નથી.

**શાન્તિપાઠ.** ત્રણ વાર શાન્તિ પાઠનું પ્રયોજન એ છે, કે સંસારમાં ત્રિવિધિ તાપ અર્થાત ત્રણ પ્રકારનાં દુઃખ છે, તેની શાન્તિઅર્થાત નિવૃત્તિની ભાવના ત્રણ વાર શાન્તિપાઠદ્વારા કરવામાં આવે છે. આ ત્રણ પ્રકારનાં દુઃખો પૈકી પહેલું આધ્યાત્મિકદુઃખ છે. એ આત્મા અને શરીરમાં અવિદ્યા, છે. બીજું રાગ, દ્વેષ, મૂર્ખતા આદિ કારણોને લઇને ઉત્પન્ન થાય આધિભૌતિક દુઃખ, એ શત્રુ, વાઘ, સર્પ આદિથી પ્રાપ્ત થાય છે. અને ત્રીજું આધિદૈવિક દુઃખ. એ અતિ વૃષ્ટિ, અતિ શીત, અત્યુષ્ણતા, આદિ કારણોથી ઉત્પન્ન થાય છે.

ઉપરોક્ત ત્રિવિધ તાપના નિવારણ અર્થેજ ત્રણ વાર શાન્તિ પાઠ કરવામાં આવે છે.

## બીજો સમુલ્લાસ

બાળ શિક્ષા

मातृमान् पितृमानाचार्यवान् पुरुषो वेद।

ઉપરોક્ત વચન શતપથ બ્રાહ્મણનું છે. તેનું તાત્પર્ય એ છે કે માતા, પિતા અને આચાર્ય

ત્રણ ગુરૂ

એ ત્રણ શિક્ષકો જે મનુષ્યને ઉત્તમ પ્રાપ્ત થાય છે, તે મનુષ્ય ઉત્તમજ્ઞાનવાન બને છે. જે બાળકનાં માતા-પિતા ધાર્મિક અને વિદ્વાન હોય, તે બાળકનું અહોભાગ્ય સમજવું.

માતા બાળકને જે ઉપદેશ આપી શકે છે, અને તેના પર જે ઉપકાર કરી શકે છે, તેવો ઉપદેશ કે ઉપકાર અન્ય કોઇથી પણ થઈ શકે તેમ નથી. બાળક પર જેવો પ્રેમ માતા રાખે છે, અને તેનું હિત સાધવાની જેટલી ભાવના માતા ધરાવે છે, તેટલું અન્ય કોઈ પણ કરી શકતું નથી. એટલા માટે જ ગર્ભાધાનથી લઈને સમ્પૂર્ણ વિદ્યા પ્રાપ્ત થતાં સુધી જે માતા પોતાનાં સંતાનોને સુશીલતાનું

શિક્ષણ આપે છે તે માતાને અનેક વાર ધન્ય છે.

બાળકના જન્મથી પાંચમા વર્ષ સુધી માતાએ અને છઠ્ઠાથી આઠમા વર્ષ સુધી પિતાએ તેને શિક્ષણ આપવું જોઇએ. નવમા વર્ષના આરંભથી પોતાનાં સંતાનોને ઉપનયન સંસ્કાર કરાવીને તેમને આચાર્ય કુળમાં અર્થાત્ જ્યાં પૂર્ણ વિદ્વાન પુરૂષ તેમજ પૂર્ણ વિદૂષી સ્ત્રીઓ વિદ્યા દાન આપવા વાળાં હોય એવા બન્નેનાં જુદા જુદા ગુરૂકુલમાં માતા પિતાએ પોતાનાં પુત્રો તથા પુત્રીઓને વિદ્યાભ્યાસ અર્થે મોકલવાં જોઇએ.

**બાળક પ્રતિ માતા પિતાનું કર્તવ્ય.**

માતાઓએ બાળકને સદા એવું શિક્ષણ આપવું, કે જેથી તેમનાં સંતાન સભ્ય બને અને કોઇપણ પ્રકારની કુચેષ્ટા કરતાં શીખે નહિ

બાળક જ્યારે બોલવા લાગે, અને તેનામાં જ્યારે સમજ શક્તિ આવવા માંડે, ત્યારે માતા પિતાએ તેને સુંદર વાણી બોલવાનું, અને નાના, મોટા, વડીલ વિદ્વાન, રાજા, માતા, પિતા આદિ જોડે કેવી રીતે બોલવું, તથા તેમની સાથે કેવા પ્રકારનું વર્તન રાખવું તે સંબંધી શિક્ષણ આપવું જોઇએ. આવી રીતના ઉત્તમ શિક્ષણથી બાળક કોઇપણ પ્રકારનો અયોગ્ય વ્યવહાર કરતાં અટકશે, અને સર્વત્ર તેની પ્રતિષ્ઠા જામવા માંડશે, બાળકમાં સત્યભાષીપણું, શૌર્ય, ધૈર્ય, પ્રસન્ન પ્રકૃતિ આદિ સદ્‌ગુણોનો આવિર્ભાવ થાય, એવા

પ્રકારનું શિક્ષણ બાળકોને આપવાનું તેમનાં માબાપોએ ચૂકવું નહિ.

તત્પશ્ચાત માતા પિતાએ બાળકોને એવા મંત્રો, શ્લોકો, સૂત્રો, ગદ્ય-પદ્યાદિ યાદ કરાવવાં કે જેના વડે સહ વિદ્યા, ધર્મ અને પરમેશ્વરના સબંધમાં તથા માતા પિતા, આચાર્ય, વિદ્વાન, અતિથિ, રાજા, પ્રજા, કુટુંબ, બન્ધુ, ભગિની, ચાકર વગેરે સાથે કેવા પ્રકારનું વર્તન રાખવું, તે સંબંધમાં શિક્ષણ મળી શકે.

બાળકોએ પણ માતાપિતાની આજ્ઞા માનવી. ચોરી, આળસ, પ્રમાદ, આદિ કોઈપણ પ્રકારનું વ્યસન કદીપણ કરવું નહિ. જુઠું બોલવું નહિ. દ્વેષ હિંસા આદિથી દૂર રહેવું, પ્રતિજ્ઞા-પાલન કરવાનું કદીપણ ભૂલવું નહિ. જેટલું બોલવું ઉચિત હોય, તેટલુંજ બોલવું. તેથી ઓછું કે અધિક પણ ન બોલવું. કોઇ પણ મિત્ર, વડીલ, કે વિદ્વાન મળે તો તેમને 'નમસ્તે' કહીને માન આપવું. કોઇ વડીલ ગુરૂ કે વિદ્વાન ઘેર આવે તો તેમને પણ 'નમસ્તે' કહીને ઉચ્ચ આસન આપવું. દરેક સ્થાને પોતાની યોગ્યતાનો વિચાર કરીનેજ બેસવું. ગુરૂ, વડીલ આદિનાં ઉત્તમ ગુણોને ગ્રહણ કરવાં અને તેમનાં દુર્ગુણો (જો હોય તો) છોડી દેવાં. કોઇને પણ મળતી વખતે કે છૂટા પડતી વખતે 'નમસ્તે' કહેવાનું કદી ભૂલવું નહિ.

**વીર્ય રક્ષા તથા**

માતા પિતાએ બાળકોને કહી દેવું જોઇએ, કે વીર્યની રક્ષામાં આનંદ છે, અને તેના નાશમાં દુઃખ છે. વીર્ય રક્ષાએ જીવન છે

**અન્ય ઉપદેશ.** અને વીર્ય-નાશ એ મૃત્યુ છે. આ વસ્તુ બાળકોના મગજમાં ઠસાવવાનું ખાસ લક્ષમાં રાખવું. જેના શરીરમાં વીર્ય સુરક્ષિત રહે છે, તેનાં આરોગ્ય, બુદ્ધિ, બળ તથા પરાક્રમ વધે છે અને તેને સુખની પ્રાપ્તિ થાય છે.

વીર્યનું સંરક્ષણ કરવાની રીત એ છે કે બ્રહ્મચારીએ વિષયી વાતો, વિષયી લોકોનો સંગ, વિષયોનું ધ્યાન, સ્ત્રી દર્શન, એકાંત સેવન, સંભાષણ અને સ્પર્શ આદિ વ્યવહારોથી પ્રથક્ અર્થાત્ અલગ રહેવું. અને એ વૃતનું પાલન કરીને ઉત્તમ શિક્ષા તથા સંપૂર્ણ વિદ્યા પ્રાપ્ત કરવી.

જેના શરીરમાં વીર્યનો અભાવ હોય છે તે નપુંસક અને મહાકુલક્ષણી હોય છે. એટલું જ નહિ પરંતુ તે પ્રમેહ આદિ મહા ભયંકર રોગોનો ભોગ થઇ પડે છે. અને નિર્બળ, નિસ્તેજ, તેમજ નિર્બુદ્ધિ બની જાય છે. વળી ઉત્સાહ, સાહસ, ધૈર્ય, બળ, પરાક્રમ, આદિ ઉચ્ચ ગુણોથી રહિત થઇને તે તરત પોતાના વિનાશને વહોરી લે છે. માટે બ્રહ્મચર્યાશ્રમમાં બ્રહ્મચર્યના નિયમોનું ઝીણવટથી પાલન કરીને વીર્યની સંપૂર્ણ રક્ષા કરવાનું કદી ચુકવું નહિ. પ્રતિજ્ઞાનો કદીપણ ભંગ થવા દેવો નહિ છળ, કપટ, અને કૃતઘ્નતાથી સદા દૂર રહેવું. ક્રોધ, દ્વેષ, અને કટુ વચનનો સર્વથા ત્યાગ કરીને હંમેશાં શાન્તિ પૂર્વક મધુર વચનનો ઉચ્ચાર કરવો નકામો બકવાટ કદી કરવો નહિ. કોઇનો ખોટો વિરોધ ન કરવો સદ્ગુણોને ગ્રહણ કરી દુર્ગુણોનો સદા પરિત્યાગ કરવો. માતાપિતા અને આચાર્યની તન-મન-ધનથી અને પ્રેમ

પૂર્વક તેમજ ભક્તિ ભાવથી સેવા કરવી. ભોજન હંમેશાં ભૂખના પ્રમાણમાં જ લેવું. મદ્ય-માંસના સેવનથી સદા દૂર રહેવું. આટલી વસ્તુઓ દરેક વિદ્યાર્થીએ પોતાના જીવનની સાથે વણી મૂકવાનું ચૂકવું નહિ. વળી બ્રહ્મચારીએ:-

दृष्टिपूत न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत् ।
सत्य पूतां वदेद्वाचं मनःपूतं समाचारेत् ॥
मनु. अ. ६ । ४६

"નીચી દૃષ્ટિ કરી ઉંચું નીચું સ્થાન જોઇને ચાલવું, વસ્ત્રથી ગાળીને જળ પીવું, સત્યે પવિત્ર કરીને વચન બોલવું; અને મનથી વિચાર કરીને આચરણ કરવું."

ઉપરાંત કેટલીક વાતો વિદ્યા અને ધર્મ વિરૂદ્ધ ભ્રાન્તિ ઉત્પન્ન કરનાર અને ભ્રમમાં નાખનાર હોવાથી બ્રહ્મચારીએ તેવી વાતોથી પણ અલગ રહેવું.

**ભૂત પ્રેતનો વહેમ.** ઉદાહરણ તરીકે ભૂત-પ્રેત આદિની વાતો. આ સઘળી વાતો મિથ્યા છે. એવી વાતોમાં કદી પણ વિશ્વાસને સ્થાન આપવું નહિ. એ માટે ભૂત અને પ્રેતના ખરેખરા અર્થ જાણવાની પ્રથમ આવશ્યકતા છે; 'પ્રેત' નામ મૃતક શરીરનું છે. અને મૃતક શરીરને દાહ આપવા પછી તેને ભૂત કહેવામાં આવે છે. કોઈ મનુષ્યના મરણ બાદ આપણે કહીએ છીએ, કે અમુક નામનો માણસ હતો. હવે નથી. આનું નામ તે ભૂત. ઉદાહરણ તરીકે આપણે એમ કહી શકીએ કે આપણા પ્રથમના મહેતાજી અર્થાત્ ભૂત-પૂર્વ મહેતાજી બહુ સારા હતા. આ ઉપરથી આપણે શું એમ સમજવું કે

મહેતાજી 'ભૂત' થઈ ગયા? સંક્ષેપમાં ભૂત-પ્રેત જેવી કશી વસ્તુ આ જગતના પટ પર અસ્તિત્વ ધરાવતી નથી. જે વર્તમાનમાં ન હોય અને પૂર્વ કાળમાં થઇ ગયો હોય તેનું જ નામ 'ભૂત.' એ સિવાય ભૂત, પિશાચ, ડાકણ, ચુડેલ આદિ કશું પણ નથી. એ માત્ર એક મનનો જ ભ્રમ છે. જે કુસંગી અને કુસંસ્કારી હોય છે, તેને ભય અને શંકા રૂપી ભૂતો દુઃખ આપ્યાં કરે છે. તે સિવાય બીજું કશું જ નથી.

જ્યારે કોઇ પ્રાણી મરી જાય છે ત્યારે તેનો જીવ તેનાં પાપ-પુણ્ય પ્રમાણે પરમાત્માની વ્યવસ્થા અનુસાર પોતાનાં કર્મનાં ફળ ભોગવવા માટે બીજો જન્મ ધારણ કરે છે. શું પરમાત્માની આ અખંડિત અને અબાધિત ચાલતી વ્યવસ્થામાં કોઇ કાંઈ પણ પરિવર્તન લાવી શકે ખરો?

અજ્ઞાન લોકોમાં વૈદક શાસ્ત્ર અને પદાર્થ વિજ્ઞાનનું જ્ઞાન ન હોવાને લીધે સન્નિપાત, કે જ્વરાદિ શારીરિક રોગોને, અથવા ઉન્માદાદિ માનસિક રોગોને તેઓ ભુત-પ્રેતાદિનું કારણ માની લે છે. પરંતુ વસ્તુતઃ તેમ નથી.

**જ્યોતિશાસ્ત્ર અને જન્મપત્ર**

આ સ્થાને એક પ્રશ્ન થઇ શકે છે, કે ભૂત-પ્રેતાદિક ન હોય તે તો જાણે ઠીક, પણ શું જ્યોતિષશાસ્ત્ર અને જન્મપત્રાદિ પણ ખોટાં?

ઉપરોક્ત પ્રશ્નનો ઉત્તર એ છે કે જ્યોતિષશાસ્ત્ર બે પ્રકારનાં છે. ફલિત જ્યોતિષ અને ગણિત જ્યોતિષ. આ

બે પ્રકારનાં જ્યોતિષમાં ગણિત જ્યોતિષ સત્ય છે, અને ફલિત જ્યોતિષ મિથ્યા છે—તદ્દન અસત્ય છે. જ્યોતિષ-શાસ્ત્રમાં જે અંક–રેખા ગણિત આદિ વિદ્યા છે તે સત્ય છે. પરંતુ અમુકનું ફળ અમુક અને તમુકનું ફળ તમુક એ વાત તદ્દન જુઠી છે.

જેવી રીતે પૃથ્વી જડ છે, તેજ પ્રમાણે સૂર્યાદિલોક પણ જડ છે. તે તાપ અને પ્રકાશાદિને ફેલાવવા ઉપરાંત કશું કરી શકવાને તદ્દન અસમર્થ છે. શું તે ક્રોધિત થઇને દુઃખ અને શાન્ત થઇને સુખ આપી શકે ખરા ? કદી નહિ. સંસારમાં જે સુખ–દુઃખ ભોગવવાં પડે છે તે સૌ આપણાં પાપ–પુણ્યનાં જ પરિણામ છે. તારા કે ગ્રહોની સાથે આપણા સુખ દુઃખને કશોજ સમ્બન્ધ નથી એ વાત ખાસ લક્ષમાં રાખવી.*

સંક્ષેપમાં ગ્રહફળ ઉપર ભરોસો બાંધીને બેસવું એ સામાન્ય અક્કલનું પણ દેવાળું ફૂંકવા સમાન છે.

હવે જન્મપત્ર વિષે વિચાર કરીએ ખરી રીતે તો જેને જન્મપત્ર કહેવાય છે, તેને શોકપત્રનું નામ આપ્યું

* ગ્રહફળની નિષ્ફળતા બતાવતાં કવિ અખો ભગત પણ કહે છે કેઃ—

શુક્ર કાણો ને લૂલો શનિ,
બ્રહસ્પતિએ ખોઇ ભામની;
મંગળ તો કહાવે ત્રિકોણ,
ને બુધને ગણે છે કોણ;
ગ્રહો બિચારા પરવશ ફરે;
અખા ! એ અવળું શું કરે ?

હોય તો તે વધારે વાસ્તવિક ગણાય. કારણ કે બાળકનો જન્મ થવા વખતે તેનાં માતાપિતાને જે આનંદ થાય છે, તે આનંદ જ્યાં સુધી તે બાળકનું જન્મપત્ર તૈયાર નથી થયું ત્યાં સુધીજ રહે છે. જન્મ-પત્ર બની ગયા પછી, અને ગ્રહોનું ફળ સાંભળી લીધા પછી, કોણ જાણે એ આનંદ કયાંએ ઉડી જાય છે? બાળકનાં માબાપ બ્રાહ્મણ કે પુરોહિતને પુરતી ભલામણ કરે છે, કે મહારાજ જન્મ-પત્ર ઘણુંજ સરસ તૈયાર કરજો. જો યજમાન ધનાઢ્ય હોય, તો પુરોહિતજી લાલ પીળી રેખાઓથી ચિત્રવિચિત્ર જન્મ-પત્ર તૈયાર કરે છે, અને નિર્ધન હોય તો તે સાધારણ બનાવે છે. પછી જોષી મહારાજ જ્યારે જન્મ-પત્ર વાંચવા આવે છે ત્યારે પેલા બાળકનાં માબાપ તેને પૂછે છે, કે મહારાજ, જન્મ-પત્ર તો સારૂં છે ને? ત્યારે મહારાજ તેમને પ્રત્યુત્તરમાં જણાવે છે, કે "જે છે તે વાંચી સંભળાવું છું. જન્મ-ગ્રહ બહુ સારા તેમજ મિત્ર-ગ્રહ પણ ઉત્તમ છે. એ બાળક ધનવાન તથા પ્રતિષ્ઠાવાન્ જીવશે, અને રાજ-સભામાં પ્રવેશ કરશે. વળી શરીરે આરોગ્ય રહેશે અને રાજ્યમાં પણ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરશે." મહારાજનાં આવાં વચનો સાંભળીને તે સંતાનનાં માબાપ આનંદના પોકાર કરે છે કે "વાહ! વાહ! જોષી મહારાજ! તમે તો જન્મ-પત્ર ઘણુંજ સરસ બનાવેલું છે."

આ સમયે પેલા જોષી મહારાજ મનમાં વિચાર કરે છે, કે આ સરસ જન્મ-પત્રમાં તો આપણો કંઇપણ દહાડો વળે એવું દેખાતું નથી એમ ધારીને તે બીજો પાસો ફેંકે

છે, કે ગ્રહો તો ઘણાજ ઉત્તમ છે, પરંતુ એક ગ્રહ ક્રૂર છે અને તેના કારણથી એ બાળકનું આઠ વર્ષે મૃત્યુ થાય એવો યોગ જોવામાં આવે છે.

આ શબ્દો શ્રવણ કરતાંજ પુત્ર-જન્મના શુભ પ્રસંગથી અત્યંત આનંદમાં આવી ગએલાં માતા પિતા તત્કાળ શોક-સાગરમાં ડુબી જાય છે, અને બ્રહ્મદેવને કરગરીને કહે છે, "મહારાજ ! ત્યારે હવે અમારે શું કરવું? આપજ કંઇક ઇલાજ બતાવો તો ઘણીજ કૃપા થાય." ત્યારે જોષી મહારાજ પોતાના ફળદ્રુપ ભેજામાંથી સલાહ આપે છે, "આમ દાન કરો, તેમ દાન કરો, ગ્રહની શાન્તિના મંત્રોનો જાપ જપાવો; અને બ્રાહ્મણોને નિત્ય ભોજન કરાવો. એમ કરવાથી કદાચ એ ભયંકર વિઘ્ન ટળી શકે એવું અનુમાન છે." આ "અનુમાન" શબ્દ જોષી મહારાજ ખાસ ઇરાદાપૂર્વક વાપરે છે. અને તેનું કારણ એ છે, કે જો પેલો મરી જાય, તો કહી શકાય, કે "અમે એમાં શું કરીએ ? પરમેશ્વર આગળ કોનો ઉપાય ચાલે ? અમે તો ઘણાએ યત્ન કર્યા અને તમે પણ બનતું કર્યું, પણ એનાં કર્મજ એવાં હશે એટલે લાચાર." આમ કહીને તે પોતાના બચાવની બારી શોધી લે છે: અને જો પેલો બચી જાય તો કહે છે, કે "જુવો અમારા મંત્ર દેવતા તથા બ્રાહ્મણોની શકિત કેવી છે, કે જેણે તમારા બાળકને મૃત્યુના મુખમાંથી બચાવી લીધો !"

## મંત્ર-તંત્ર

ઉપરોક્ત કથનાનુસાર જન્મ-પત્રો કે જપ-તપ પાઠ-

દિથી કશુંએ વળે તેમ નથી. આ બધું માત્ર પેટ ભરાઓના ગોરખ ધંધા સિવાય કશું નથી. માટે તેમાં લેશપણ વિશ્વાસ બાંધવો નહિ. મંત્ર-તંત્ર, દોરા-ધાગા આદિ પણ નર્યો ઢોંગજ છે. જ્યારે કોઇ આંખના આંધળા અને ગાંઠના પુરા એવા, કોઇ ધૂર્ત પાસે જાય છે, અને કહે છે કે "મહારાજ, જુઓ તો ખરા, ફૂલાણાને તો કોણ જાણે શું એ થઇ ગયું છે?" ત્યારે પેલો ખૂબ ડોળ બતાવીને તેને પ્રત્યુત્તરમાં જણાવે છે, કે "એના શરીરમાં તો ભૂત, પ્રેત, ભૈરવ કે શીતળા પેસી ગએલ છે. જો તમે તેના ચાંપતા ઉપાય નહિ કરો, તો તે એનો જીવ લીધા વિના રહેશે નહિ. પરંતુ અમે તમને તે મંત્ર-તંત્રથી અને ધૂણીને કાઢી દેશું, અને આટલું આટલું તેમાં ખર્ચ થશે." આ સાંભળીને પેલા અક્કલના ઓથમીરો જણાવે છે, કે "મહારાજ! ગમે તેટલું ખર્ચ થાય પણ એને બચાવો."

આવો તાલ જમાવીને પેલા ધૂર્ત લોકો ઢોલ, ડાક આદિ વગાડીને નાચે છે અને કહે છે, કે "હું અમુક છું-ત ાક છું-અને એનો જીવ લીધા વિના કદી પણ જંપીશ નહિ." આથી પેલા અજ્ઞાનીઓ એ ધૂર્ત લોકોને પગે પડીને કહે છે, કે "આપને જે જોઇએ તે લો, પણ એને તો હવે બચાવો." આ વખતે પેલો પાખંડી કહે છે, કે "હું હનુમાન છું. પાકી મિઠાઇ, તેલ, સીંદૂર, સવામણના રોટલા, લાલ લંગોટ ઇત્યાદિ લાવો." વળી કહેશે કે "હું દેવી છું, ભૈરવ છું, પાંચ બાટલી દારૂની, વીસ મરઘી, પાંચ

બકરાં, મિઠાઈ, અને વસ્ત્રો લાવો." ત્યારે તે અજ્ઞાન લોકો કહે છે, કે મહારાજ બધું લો, પણ એને ઉગારો."

એ સમયે જો કોઈ બુદ્ધિમાન પુરૂષ પેલા પાખંડીને પાંચ જોડા, કે દંડા, કે તમાચા, કે લાતો ખેંચી કહાડે, તો એ હનુમાન, દેવી, અને ભૈરવ તત્ક્ષણે નાશી જાય છે. માટે મંત્ર-તંત્ર, દોરા-ધાગા, ભૈરવ, ભુવા વગેરે સઘળા ઢોંગજ છે. માટે તેમાં કદી પણ વિશ્વાસ રાખવો નહિ.

આ પાખંડી લોકોને એમ પૂછવું જોઇએ, કે શું તમે મૃત્યુ, પરમેશ્વરના નિયમો, અને કર્મફળથી કોઇને બચાવી શકશો ખરા ? તમારા એ દોરા-ધાગા બાંધનારા પણ પણ ઘણાએ મરી જાય છે, અને તમારા ઘરમાં પણ મરે છે, તેમજ તમે પોતે પણ મરવાના છો, તો તેને તમારી પાસે શો ઉપાય છે ? આવી આવી જાતના પ્રશ્નો એ પાખંડીઓને પૂછવાથી તેમનું જડબું પણ ઉઘડી શકશે નહિ, અને તેઓ ચુપચુપ ત્યાંથી પલાયન થઇ જશે. કારણ, કે સત્યના સર્વ વિજયી પ્રકાશ પાસે અસત્ય એક ક્ષણભર પણ કદી ટકી શકતું નથી.

# ત્રીજો સમુલ્લાસ

## અધ્યયન અને અધ્યાપન.

**સાચાં આભુષણો.** સન્તાનોને ઉત્તમ વિદ્યા, શિક્ષા, ગુણ, કર્મ અને સ્વભાવ રૂપી સાચા અલંકારો ધારણ કરાવવા, એ માતા-પિતા આચાર્ય અને કુટુંબીઓનું પ્રથમ કર્તવ્ય છે. સુવર્ણ, ચાંદી, માણેક, મોતી, અને પરવાળાં આદિ રત્નોથી જડિત અલંકારો ધારણ કરવાથી મનુષ્યનો આત્મા ખરેખરો સુશોભિત કદીપણ થઈ શકતો નથી. અલંકારો ધારણું કરવાથી ઘણે ભાગે દેહાભિમાન અને વિષયાસક્તિની વૃદ્ધિ થાય છે. વળી તેનાથી ચોર આદિનો ભય તથા કવચિત મૃત્યુ પણ નીપજે છે. ઘરેણાંના લોભથી દુષ્ટ લોકોએ બાળકોને મારી નાખ્યાની વાતો આપણે ઘણીવાર સાંભળીએ છીએ. સંક્ષેપમાં અલંકારો ધારણ કરવાથી લાભને બદલે હાનિજ વિશેષ થાય છે.

પુત્ર તથા પુત્રી જયારે આઠ વર્ષની ઉમરનાં થાય

**ગુરૂકુલ શિક્ષા.** ત્યારે, છોકરાઓને કુમાર-ગુરૂકુલમાં અને છોકરીઓને કન્યા વિદ્યાલયમાં અભ્યાસ અર્થે મોકલી આપવાં. જે અધ્યાપક અથવા અધ્યાપિકા દુષ્ટ આચરણવાળાં હોય, તેમની પાસે કદીપણ બાળકોને શિક્ષણ અપાવવું નહિ. કારણ કે જે પૂર્ણ વિદ્વાન અને ધાર્મિક હોય તેજ શિક્ષણ આપવાને યોગ્ય છે. આ રીતે માતા-પિતાએ પોતાનાં પુત્ર-પુત્રીઓને તેમના ભિન્ન ભિન્ન ગુરૂ કુલોમાં યોગ્ય સંસ્કાર કરાવીને મોકલી આપવા.

વિદ્યા ભણવાનું સ્થાન શાન્તિમય અને સારી આબોહવા વાળા પ્રદેશમાં હોવું જોઇએ. વળી કુમારો અને કન્યાઓની પાઠશાળાઓ એકબીજાથી એક બે ગાઉને અંતરે આવેલી હોવી જોઇએ. ત્યા અધ્યાપક, અધ્યાપિકા, નોકર, ચાકર આદિ રાખવાં, તે કુમાર-વિદ્યાલયમાં સર્વે પુરૂષો, અને કન્યા-વિદ્યાલયમાં સર્વે સ્ત્રીઓજ હોવી જોઇએ. કુમાર-વિદ્યાલયમાં પાંચ વર્ષની બાલિકા, તથા કન્યા-વિદ્યાલયમાં પાંચ વર્ષનો બાળક પણ જવાં ન જોઇએ. સૌને સમાન વસ્ત્ર, ખાનપાન, અને આસન આપવાં. ભલે રાજકુમાર હો વા રાજકુમારી, અથવા દરિદ્ર-કુમાર હો વા દરિદ્ર-કુમારી, પરંતુ સર્વેએ તપસ્વીપણાનું પાલન કરવું જોઇએ. ભ્રમણ સમયે પણ કોઈ પ્રકારની કોઈ કુચેષ્ટા, અથવા આલસ્ય-પ્રમાદ ન કરી શકે, તે માટે અધ્યાપકોએ તેમની સંગાથેજ રહેવું. ગુરૂકુલમાં રહેવા લગી બ્રહ્મચારી અધ્યાપકનેજ પોતાનાં માતાપિતા સમાન સમજે, અને અધ્યાપક તેમને પોતાનાં સંતાન સમ જાણે

રાજ્ય-નિયમ અથવા સમાજ-નિયમ એવો હોવો જોઇએ, કે પાંચ કે આઠ વર્ષ પછી માતા-પિતા, પોતાનાં પુત્ર કે પુત્રીને ઘેર રાખી શકે નહિ. અર્થાત્ તેમને ગુરૂ-કુલમાં અવશ્ય મોકલે. અને જો તે ન મોકલે, તો દંડની સજાને પાત્ર બને.

**શિક્ષણ સર્વને આપવું જોઇએ.**

રાજા અથવા રાજસભાએ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર એમ સૌને શિક્ષણ આપવું. કારણ કે કેવળ બ્રાહ્મણ જ વિદ્યાભ્યાસ કરે, અને ક્ષત્રિયાદિ ન કરે, તો વિદ્યા, ધર્મ રાજ્ય, ધનાદિની વૃદ્ધિ કદીપણ થઇ શકે નહિ. કેમકે સમાજને તો સૌની આવશ્યકતા છે, માટે જો ચારે વર્ણોને યોગ્ય શિક્ષા આપવામાં આવે તોજ સમાજ-રચના તથા સમાજ-વ્યવસ્થા બરાબર જળવાઇ રહે, અને સર્વ વર્ણોનાં સ્ત્રી-પુરૂષોમાં વિદ્યા તથા ધર્મનો પ્રચાર થઇ શકે.

રાજા કે રાજ-સભાનું પ્રથમ કર્તવ્ય એ છે, કે સર્વ કન્યાઓ તથા કુમારોને બ્રહ્મચર્યનું પાલન કરાવીને તેમને વિદ્વાન બનાવવાં. સંક્ષેપમાં રાજા કે રાજસભાની આજ્ઞાથી આઠ વર્ષની વય પછી કોઇ પણ કન્યા કે કુમાર ઘેર ન રહી શકે, પરંતુ ગુરૂકુલમાં રહીને ત્યાંજ વિદ્યા-ગ્રહણ કરે. અને જ્યાંસુધી સમાવર્તનનો સમય ન આવે ત્યાં સુધી કોઇનાં પણ લગ્ન થઇ ન શકે, એવો પ્રબંધ પણ રાજા કે રાજ સભાએ અવશ્ય કરવો જોઇએ.

**શું સ્ત્રીઓ અને શૂદ્રો પણ વેદ વાંચે ?**

સર્વે સ્ત્રી-પુરૂષોને વેદનો અભ્યાસ કરવાનો સંપૂર્ણ અધિકાર છે એટલુંજ નહિ, પરંતુ મનુષ્ય માત્રને વેદાદિ શાસ્ત્ર વાંચવાં સાંભળવાના અધિકારનું પ્રમાણ યજુર્વેદના ૨૬ મા અધ્યાયના બીજા મંત્રમાં મળે છે આ રહ્યું તે પ્રમાણ :—

यथेमां वाचं कल्याणीं मावदानि जनेभ्यः।
ब्रह्मराजन्याभ्यां शूद्राय चार्याय च स्वायचारणाय च ॥
यजु. अ. २६ । २ ॥

આ મંત્રમાં ઇશ્વર એમ કહે છે, કે (યથા) જેમ હું (જને ભ્યઃ) સર્વે મનુષ્યો માટે, (ઇમામ) આ (કલ્યાણીમ) સંસાર અને મુક્તિના સુખને આપનારી, (વાચમ્) ઋગ્વેદાદિ ચાર વેદોની વાણીનો (આવદાનિ) ઉપદેશ કરૂં છું, તેમ તમે પણ કર્યા કરો. ઇશ્વર કહે છે, કે મેં (બ્રહ્મરાજન્યાભ્યામ્) બ્રાહ્મણ, ક્ષત્રિય, (આર્યાય) વૈશ્ય (શૂદ્રાય) શૂદ્ર અને ભૃત્ય અને (સ્વાય) સ્ત્રી આદિ અને (અરણાય) અતિ શૂદ્ર આદિ માટે વેદનો પ્રકાશ કર્યો છે.

ઉપરોક્ત મંત્રથી પ્રતીત થાય છે, કે પરમાત્માની દૃષ્ટિમાં વેદનો અભ્યાસ કરવાનો સૌને એક સરખો અધિકાર છે. શું ઇશ્વર સ્ત્રી તથા શૂદ્રોનું કલ્યાણ કરવા નથી માગતો ? અથવા શું ઇશ્વર પક્ષપાતી છે, કે વેદ વાંચવા સાંભળવાનો સ્ત્રી અને શૂદ્રો માટે નિષેધ કરે, અને શેષ માટે વિધિ કરે ?

જેવી રીતે પરમાત્માએ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ,

ચંદ્ર, સુરજ, અને અન્નાદિ પદાર્થ સૌને માટે બનાવ્યા છે, તેવીજ રીતે વેદો પણ સૌને માટે પ્રકાશિત કર્યા છે. સ્ત્રીઓના અધિકાર સંબંધમાં વેદમાં પ્રમાણ મળે છે :—

ब्रह्मचर्येण कन्यायुवानं विन्दते पतिम्.

अथर्व ११ । ३ । १८

અર્થાત્ જેમ કુમાર બ્રહ્મચર્યના સેવનથી પૂર્ણ વિદ્યા અને સુશિક્ષા પ્રાપ્ત કરીને, યુવતી, વિદૂષી, અને પોતાને અનુકુળ પ્રિય સ્ત્રી સાથે લગ્ન કરે છે, તેમ (કન્યા) કુમારિકા પણ (બ્રહ્મચર્યેણ) બ્રહ્મચર્યના સેવનથી વેદાદિ શાસ્ત્રને ભણી, પૂર્ણ વિદ્યા અને ઉત્તમ શિક્ષા પ્રાપ્ત કરી, યુવતી થઇ, પોતાના જેવા વિદ્વાન (યુવાનમ્) પૂર્ણ યુવાન પુરૂષને (વિન્દતે) પ્રાપ્ત કરે.

આ કારણથી સ્ત્રીઓને પણ વિદ્યા આપવાની, અને બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરાવવાની અત્યંત આવશ્યક્તા છે.

પ્રશ્ન—શું સ્ત્રી પણ વેદ ભણે ?

ઉત્તર—અવશ્ય. જુઓ શ્રૌત સૂત્રમાં લખ્યું છે કે :—

इमं मंत्रं पत्नो पठेत् ॥

અર્થાત્ સ્ત્રી યજ્ઞમાં આ (અમુક મંત્ર બોલવા કહેલો) મંત્ર બોલે. જો સ્ત્રી વેદાદિ શાસ્ત્ર ન ભણી હોય, તો યજ્ઞમાં સ્વર સહિત મંત્રનું ઉચ્ચારણ અને સંસ્કૃત ભાષણ તે શી રીતે કરી શકે ?

ભારત વર્ષની સ્ત્રીઓમાં ભૂષણરૂપ ગાર્ગી આદિ વેદાદિ શાસ્ત્રો ભણી વિદૂષી થઇ હતી. એમ "શતપથ બ્રાહ્મણ" માં સ્પષ્ટ લખ્યું છે.

સ્ત્રી અને પુરુષ એ બંને જીવન-રથનાં ચક્રો છે. આ બેમાંથી એક ચક્ર ન હોય, અથવા તો તે ભાંગેલું તૂટેલું હોય, તો રથ ચાલી શકે ખરો?

આ કારણથી ગૃહસ્થાશ્રમ સમ્પૂર્ણ સુખી બનાવવાને સ્ત્રી-શિક્ષણની અનિવાર્ય આવશ્યક્તા છે.

આર્યાવર્તના રાજપુરૂષોની સ્ત્રીઓ ધનુર્વેદ અર્થાત્ યુદ્ધ-વિદ્યામાં નિપુણ હતી જો એમ ન હોત, તો કૈકેયી મહારાજા દશરથ સાથે યુદ્ધમાં જઇને યુદ્ધ કરી શકત ખરી?

સ્ત્રીઓને પણ સર્વ વિદ્યા ભણાવવી જોઈએ. વ્યાકરણ, ધર્મ, વૈદક, ગણિત, શિલ્પ વિદ્યા, એમ જુદી જુદી વિદ્યાઓથી સ્ત્રીને વિભૂષિત કરવી જોઇએ.

શિક્ષણમાં ઘણાં વિઘ્નો નડે છે. અર્થાત્ દુષ્ટ વિષયી જનોનો સંગ, દુષ્ટ વ્યસનો, જેમકે મદિરા આદિનું સેવન, બાળલગ્ન, બ્રહ્મચર્યનો અભાવ, અતિ ભોજન, અતિ જાગરણ, પરીક્ષાના કારણે શિક્ષણમાં પડતી ઢીલ, આળસ, વિદ્યાથી થતા લાભોની અજ્ઞાનતા, એ બધા શિક્ષણના સંકટો અથવા વિઘ્નો છે.

**બ્રહ્મચર્યના ત્રણ પ્રકાર**

બ્રહ્મચર્યના ત્રણ પ્રકાર છે (૧) કનિષ્ઠ, (૨) મધ્યમ, અને (૩) ઉત્તમ. કનિષ્ટ-બ્રહ્મચર્ય- દેહનું દમન કરી, જીતેન્દ્રિય રહી, વેદાદિ સત્ય વિદ્યા અને સુશિક્ષા ગ્રહણ કરી, ચોવીસ વર્ષ લગી બ્રહ્મચર્યનું પાલન કરી, ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો, અને ગૃહસ્થાશ્રમમાં પણ વિષય-ઇચ્છા વધુ ન રાખવી તેને કનિષ્ઠ

બ્રહ્મચર્ય કહે છે. એનું પાલન કરનાર વસુ બ્રહ્મચારી કહેવાય છે. વસુ બ્રહ્મચારી શરીરે બળવાન રહે છે, અને તેનું આયુષ્ય ૭૦ થી ૮૦ વર્ષનું થાય છે.

મધ્યમ બ્રહ્મચર્ય—ચુમાળીસ વર્ષ બ્રહ્મચર્ય પાળી, વેદાભ્યાસ કરવો, અને પ્રાણ, ઇન્દ્રિયો, અંતઃકરણ, તથા આત્માને બળવાન બનાવી, સર્વ દુષ્ટોનું દમન કરવું, તેમજ શ્રેષ્ઠનું પાલન કરવું, તેને મધ્યમ બ્રહ્મચર્ય કહે છે. એનું પાલન કરનાર રૂદ્ર બ્રહ્મચારી કહેવાય છે.

ઉત્તમ બ્રહ્મચર્ય—અડતાળીસ વર્ષ લગી બ્રહ્મચર્ય પાળનારના પ્રાણ તેને અનુકુળ થઇ જાય છે, અને તે સકળ વિદ્યાઓને ગ્રહણ કરી શકે છે. આ ઉત્તમ બ્રહ્મચર્ય છે. એનું પાલન કરનાર આદિત્ય બ્રહ્મચારીનું આયુષ્ય ૪૦૦ વર્ષ લગી વધી શકે છે અને તે સર્વ પ્રકારના રોગોથી મુક્ત થઇ, ધર્મ, અર્થ, કામ અને મોક્ષને પ્રાપ્ત કરે છે.

**બ્રહ્મચર્ય અને લગ્નકાળ**

પચીસ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળેલા પુરૂષે સોળ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળેલી કન્યા સાથે, છત્રીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળેલા પુરૂષે અઢાર વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળેલી સ્ત્રી સાથે, ચુમાળીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય યુક્ત પુરૂષે બાવીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય યુક્ત સ્ત્રી સાથે, અને અડતાલીસ વર્ષના આદિત્ય બ્રહ્મચારીએ ચોવીસ વર્ષની આદિત્ય બ્રહ્મચારિણી સાથે લગ્ન કરવું યોગ્ય છે.

આ નિયમ લગ્નની ઇચ્છાવાળાં સ્ત્રી-પુરૂષોનેજ લાગુ

પડે છે. પરંતુ જેમને લગ્નની ઇચ્છા ન હોય, અને જેઓ આજીવન બ્રહ્મચારી રહેવા માગતાં હોય, તેઓ ખુશીથી તેમ કરે. છતાં એટલું અવશ્ય લક્ષમાં રાખવું, કે આ કાર્ય મહા કઠિન છે, કામનો વેગ રોકી ઇંદ્રિયોને પોતાનાં વશમાં રાખવાનું કાર્ય અતિ દુષ્કર છે.

**બ્રહ્મચારી માટેના વિશેષ નિયમો**

બ્રહ્મચારીએ, (અહિંસા) વૈર-ત્યાગ (સત્ય) સત્યનો સ્વીકાર, સત્ય વચન અને સત્ય કર્મ, (અસ્તેય) મન વચન ને કર્મથી ચોરીનો ત્યાગ, (બ્રહ્મચર્ય) ઉપસ્થેન્દ્રિયનો સંયમ તથા (અપરિગ્રહ) અતિ લોલુપતાથી મુક્ત રહેવું, આ પાંચે યમોનું સદા સેવન કરવું.

તેમજ સ્નાનાદિથી પવિત્રતા (શૌચ), બની શકે તેટલો પુરૂષાર્થ કરવો, અને લાભ-હાનિથી હર્ષ-શોક ન કરવો (સંતોષ), કષ્ટો આવે તો પણ ધર્મ-યુક્ત કાર્યોનું અનુષ્ઠાન (તપ), ભણવું અને ભણાવવું (સ્વાધ્યાય), અને આત્મામાં સદા ઇશ્વર ભક્તિ રાખવી (ઇશ્વર પ્રણિધાન), આ પાંચ નિયમોનું પાલન કરવું. પ્રથમ જણાવેલા યમોના પાલન વિના નિયમોનું પાલન નિરર્થક છે. માટે યમો અને નિયમો ઉભયનું એકી સાથે પાલન કરવું.

જેવી રીતે સારથિ ઘોડાઓને નિયમમાં રાખે છે, તેજ પ્રમાણે મન અને આત્માને ખોટાં કામો પ્રત્યે ખેંચી જનારી ઇન્દ્રિયોને નિગ્રહમાં રાખવા સર્વ પ્રકારના પ્રયત્નો કરવા જોઇએ. જે અજીતેન્દ્રિય છે, તેને વેદ, ત્યાગ, યજ્ઞ, નિયમ તપ તથા અન્ય શુભ કર્મોમાં સિદ્ધિની પ્રાપ્તિ

શકી નથી. વેદ ભણવા-ભણાવવામાં, સન્ધ્યોપાસનામાં, તથા હોમના મંત્રો સંબંધમાં અનધ્યાય ન કરવો, રજા ન પાળવી કારણ કે અનધ્યાયમાં પણ અગ્નિ-હોત્ર આદિ ઉત્તમ કાર્ય કરવાથી અધિક પુણ્ય પ્રાપ્ત થાય છે.

જેવી રીતે અસત્ય વચનમાં સદા પાપ, અને સત્ય વચનમાં સદા પુણ્ય રહેલ છે, તેજ પ્રમાણે દુષ્ટ કર્મો કરવાથી સદા અનધ્યાય અને શુભ કર્મો કરવાથી સદા સ્વાધ્યાય થાય છે.

બ્રહ્મચારીએ નમ્રતા તથા સુશીલતા પ્રાપ્ત કરવી જોઇએ. અને વૃદ્ધો તેમજ વડીલોની સેવા કરવી જોઇએ. વળી મન તથા વાણીને પણ સદા શુદ્ધ અને સુરક્ષિત રાખવાં.

ઉપરોક્ત નિયમોમાં રહીને બ્રહ્મચારી કુમાર તથા કન્યાએ ધીરે ધીરે વેદાર્થના જ્ઞાન રૂપ ઉત્તમ તપને વધારતા જવું.

બ્રહ્મચારી તથા બ્રહ્મચારિણીએ મદ્ય, માંસ, ગંધ, સ્ત્રી-પુરૂષોનો સંગ, સઘળી ખાટી વસ્તુઓ, જીવ-હિંસા અંગ-મર્દન, અકારણ ઉપસ્થેન્દ્રિયનો સ્પર્શ, કામ, ક્રોધ લોભ, મોહ, શોક, ઇર્ષા, વ્યર્થ વાર્તાલાપ, નિંદા, મિથ્યા ભાષણ, આદિ દુર્ગુણોનો સદા સર્વદા ત્યાગ કરવો. સર્વત્ર એકલાજ શયન કરવું. અને કદી પણ વીર્યનો નાશ થવા દેવો નહિ.

સુશ્રુત સૂત્રસ્થાનનું કથન છે કે આ શરીરની ચાર અવસ્થાઓ છે. (૧) વૃદ્ધિ (૨)

**અવસ્થા-કાળ** યૌવન. (૩) સંપૂર્ણતા. (૪) કિંચિત્પરિહારિણી.

સોળથી પચીસ વર્ષ લગી વૃદ્ધિ. અર્થાત્ એ સમય સુધી શરીરની સર્વ ધાતુઓ વધવા માંડે છે. પચીસમા વર્ષથી યૌવનનો આરંભ થાય છે. અને ચાળીસ વર્ષ પર્યંત તેની સમ્પૂર્ણતા રહે છે. ત્યાર પછી કિંચિત્પરિહારિણી અથવા નિર્બળતા આવવા માંડે છે.

**સન્ધ્યોપાસના અથવા બ્રહ્મયજ્ઞ.** માતા પિતા અને અધ્યાપકોએ પોતાનાં પુત્ર-પુત્રીઓને અર્થ સહિત ગાયત્રી મંત્રનો ઉપદેશ કરવો. આ રહ્યો એ ઉત્તમ ગાયત્રી મંત્ર.

ओरम् भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो
देवस्य धी महि धियोयोनः प्रचोदयात् ॥

અર્થ—જે સર્વ જગતના જીવનનો આધાર, પ્રાણથી પ્રિય, અને સ્વયંભૂ છે, તેનું નામ ભૂઃ છે. જે સર્વ દુઃખોથી રહિત, અને સર્વ દુઃખોને દૂર કરનાર છે તે પરમેશ્વરનું નામ ભુવઃ છે. જે અનેક પ્રકારવાળા જગતમાં વ્યાપક થઇને સર્વને ધારણ કરનાર છે, તે પરમાત્માનું નામ સ્વઃ છે. આ ત્રણે વચનો તત્તિરીય શાખામાં છે.

મંત્રાર્થ—( સવિતુ ) જે સર્વ જગતનો ઉત્પાદક અને ઐશ્વર્યનો દાતા છે ( દેવસ્ય ) જે સર્વ સુખોનો આપનાર છે, અને જેને પ્રાપ્ત કરવા સઘળા લોકો ઇચ્છે છે, એ પરમાત્માનું જે (વરેણ્ય) સ્વીકાર કરવાને યોગ્ય અતિ શ્રેષ્ઠ (ભર્ગઃ) શુદ્ધ સ્વરૂપ, અને પવિત્ર કરનાર ચેતન બ્રહ્મ રૂપ

છે, (તત) તેજ પરમાત્માના સ્વરૂપને અમે (ધીમહિ) ધારણ કરીએ, કારણ કે (યઃ) જે પરમાત્મા (નઃ) અમારી (ધિયઃ) બુદ્ધિને (પ્રચોદયાત) પ્રેરિત કરે. અર્થાત ખરાબ કાર્યોમાંથી સારાં કાર્યોમા પ્રવૃત કરે.

આ પ્રમાણે માબાપોએ તેમનાં સંતાનોને ગાયત્રી મંત્રનો ઉપદેશ કરીને તેમને સન્ધ્યોપાસનાની, સ્નાન, આચમન, પ્રાણાયામ આદિ ક્રિયાઓ શીખવવી. સ્નાનને લીધે શરીરનાં બાહ્ય અવયવોના શુદ્ધિ થાય છે, અને આરોગ્ય જળવાય છે.

આચમનને માટે કંઠ અને હૃદય સુધી પહોંચે એટલુંજ જળ લેવું. એથી ઓછું કે અધિક ન લેવું. હથેલીના મૂળ અને મધ્યસ્થાનમાં હોઠ લગાડીને આચમન કરવું. આચમનથી કંઠના કફની અને પિત્તની નિવૃતિ થાય છે.

એ ઉપરાંત માર્જન, સમંત્રક પ્રાણાયામ, મનસા પરિક્રમણ, ઉપસ્થાન, પ્રાર્થના, અને ઉપાસના રીતી પણ શીખવવી.

સન્ધ્યોપાસના એકાન્ત સ્થળે અને એકાગ્ર ચિત્તે કરવી. સાયં સન્ધ્યા, અને પ્રાતઃ સન્ધ્યા, એમ બંને વખત કરવી. ઓછામાં ઓછું એક કલાક ધ્યાન ધરવું. જેવી રીતે સમાધિસ્થ યોગી લોકો પરમાત્માનું ધ્યાન ધરે છે, તેવીજ રીતે સન્ધ્યોપાસના કરવી. સન્ધ્યોપાસનાને બ્રહ્મયજ્ઞ પણ કહે છે.

પ્રાણાયામથી માનસિક અશુદ્ધિનો નાશ થાય છે. અને જ્ઞાનનો પ્રકાશ થાય છે. જેવી રીતે

**સન્ધ્યોપાસનામાં પ્રાણાયામ વિધિ** વેગવાન વમન (ઉલ્ટી) થી ખાધેલું અન્ન, અને પીધેલું પાણી બહાર નીકળી આવે છે, તેવીજ રીતે પ્રાણને બળપૂર્વક બહાર ફેંકવો, અને યથાશકિત તેને બહાર રોકવો.

પ્રાણ વાયુને બહાર કહાડવા સમયે મૂલેન્દ્રિયને ઉપર ખેંચી રાખવી. આમ થવાથી પ્રાણ વાયુ અધિક સમય સુધી બહાર રહી શકે છે. પછી જ્યારે ગભરાટ થવા લાગે, ત્યારે બહારના વાયુને ધીમે ધીમે અંદર દાખલ થવા દેવો. આ પ્રમાણે ઇચ્છા અને શકિત અનુસાર જેટલી વખત બની શકે તેટલી વખત કરવું. અને મનની અંદર "ઓમ્" નો જપ કરતા રહેવું. એ પ્રમાણે પ્રાણાયામ કરવાથી આત્મા તેમજ મનની પવિત્રતા તેમજ સ્થિરતા રહે છે.

પ્રાણાયામના ચાર પ્રકાર નીચે મુજબ છે.

(૧) બાહ્ય વિષય. (૨) આભ્યાંતર. (૩) સ્તંભવૃત્તિ (૪) બાહ્યાભ્યંતરાક્ષેપી.

(૧) બાહ્ય વિષય–પ્રાણ વાયુને બહાર વધારે રોકવો તે.
(૨) આભ્યાંતર–પ્રાણવાયુને અંદર વધારે રોકવો તે.
(૩) સ્તંભવૃતિ–પ્રાણ જ્યાં હોય, ત્યાં એકદમ રોકી લેવો તે.
(૪) બાહ્યાભ્યંતરાક્ષેપી–પ્રાણ જ્યારે અંદરથી બહાર નીકળવા માંડે, ત્યારે તે બહાર ન નીકળી શકે માટે બહારનો પ્રાણ પણ અંદર લેવો, અને જ્યારે બહારનો પ્રાણ અંદર આવવા લાગે, ત્યારે અંદરથી ધક્કા મારીને તેને બહાર રોકવાનો પ્રયત્ન કરવો. આ રીતે એક-બીજાથી ઉલટી ક્રિયા ચલાવવાથી પ્રાણ વશ થઇ જાય

છે. અને પ્રાણ વશ થવાથી મન અને ઇન્દ્રિયો પણ કબજામાં લાવી શકાય છે.

**પ્રાણાયમથી થતા લાભો**

જ્યારે મનુષ્ય પ્રાણાયામ કરે છે ત્યારે પ્રતિક્ષણ અશુદ્ધિનો નાશ અને શુદ્ધિનો પ્રકાશથાય છે, અને જ્યાં સુધી મુક્તિ ન થાય ત્યાં સુધી તેના આત્માનું જ્ઞાન બરાબર વધતુંજ જાય છે.

અગ્નિમાં તપાવવાથી જેવી રીતે સુવર્ણાદિ ધાતુઓનો મેલ નષ્ટ થઈને તે શુદ્ધ બને છે તેવી જ રીતે પ્રાણાયામ દ્વારા મન આદિ ઇન્દ્રિયોના દોષ ક્ષીણ થઈને તે નિર્મળ બની જાય છે. બળ અને પુરૂષાર્થ વૃદ્ધિંગત બને છે, અને બુદ્ધિ તીવ્ર તેમજ સૂક્ષ્મરૂપ બની જતાં તે ઘણા કઠિન અને સૂક્ષ્મ વિષયને પણ શીઘ્ર ગ્રહણ કરી શકે છે. પ્રાણાયામના કરનારને થોડાજ સમયમાં શાસ્ત્રો સમજાય છે. પ્રાણાયામને લીધે મનુષ્યના શરીરમાં વીર્યની વૃદ્ધિ થઈને સ્થિર બળ પરાક્રમ, તથા જીતેન્દ્રિયતા ઉત્પન્ન થાય છે.

ઉપરોક્ત સઘળાં કારણોને લીધે પુરૂષો તેમજ સ્ત્રીઓને પ્રાણાયામ કરવાની અત્યંત આવશ્યકતા છે.

**અગ્નિહોત્રઅથવા દેવયજ્ઞ**

સન્ધ્યાવિધિ પશ્ચાત હવનની ક્રિયા કરવી જોઈએ. બ્રહ્મચારીએ પણ દેવયજ્ઞ કરવો જોઇએ. દેવયજ્ઞનું બીજું નામ અગ્નિહોત્ર (હવન) છે. અગ્નિહોત્ર સાંય અને પ્રાતઃ એમણે કરવા.

અગ્નિહોત્રનો સમય સૂર્યોદય પછીનો અને સૂર્યાસ્ત પૂર્વેનો છે. દરેકમનુષ્યે સોળ સોળ આહુતિઓ આપવી જોઇએ. અને ઘૃત આદિની પ્રત્યેકઆહુતિનું પરિમાણ છ માસાથી (અરધોતોલો) ઓછું નહોવું જોઇએ. એનાથી અધિક હોય તો સારૂં. બ્રહ્મચારીઓમાટે માત્ર બ્રહ્મયજ્ઞ અને અગ્નિહોત્ર છે. શેષ ત્રણ મહાયજ્ઞોનું વિધાન બ્રહ્મચારીઓ માટે નથી. સંક્ષેપમાં હવનથી ઉપર કહેલા અનેક લાભો પ્રાપ્ત કરી શકાતા હોવાથી દરેક જણને હવન કરવાની ખાસ આવશ્યકતા છે.

**અગ્નિહોત્રથી થતા લાભો**

આ વાત નિર્વિવાદ છે, કે દુર્ગંધ યુક્ત વાયુને લઇને રોગ ઉત્પન્ન થાય છે, અને રોગને લીધે પ્રાણીઓને દુઃખની પ્રાપ્તિ થાય છે. જ્યારે સુગંધિત વાયુ વડે આરોગ્યની ઉત્પત્તિ થાયછે અને આરોગ્યને લીધે પ્રાણીઓને સુખની પ્રાપ્તિ થાય છે. અગ્નિની અંદર હોમેલો પદાર્થ સૂક્ષ્મરૂપ ધારણ કરી પ્રસરી જઇને, વાતાવરણના વાયુ સાથે દૂર દૂરના સ્થળે પહોંચી, દુર્ગંધની નિવૃત્તિ કરે છે.

આ સામર્થ્ય ઘરમાં પડેલાં કસ્તુરી આદિ સુગંધી દ્રવ્યોમાં નથી. કારણકે તે ઘરમાંના વાયુને બહાર કહાડીને શુદ્ધ વાયુ અંદર લાવી શકતાં નથી. એ શક્તિતો અગ્નિમાં જ છે. અગ્નિ ઘરમાંના વાયુને, તથા દુર્ગંધ યુક્ત પદાર્થોને છિન્ન ભિન્ન કરી તેમને સૂક્ષ્મ બનાવીને ઘરમાંથી બહાર કહાડી શકે છે, અને પવિત્ર વાયુને ઘરમાં પ્રવેશ કરાવી શકે છે.

જે મનુષ્યના શરીરમાંથી જેટલી દુર્ગંધ ઉત્પન્ન થાય છે, અને જેટલા પ્રમાણમાં તે વાયુ તથા જળને બગાડીને રોગોત્પત્તિનું નિમિત્ત બની અન્ય મનુષ્યોને દુઃખ આપે છે, તેટલા પ્રમાણમાં તે મનુષ્ય પાપ-ભાગી બને છે અને એ પાપના નિવારણ અર્થે એટલીજ સુગંધી, વાયુ તથા જળમાં ફેલાવવાની દરેક મનુષ્યની ફરજ છે. ઘૃતાદિ, જેટલા સુગંધિ પદાર્થો એક મનુષ્ય પોતાના આહારમાં લે છે, તેટલા દ્રવ્યના હોમથી લાખો માણસોનું ભલું થઈ જાય છે. આજ કારણને લીધે આર્યવર મહાશયો, ઋષિઓ, મહર્ષિઓ, અને રાજા-મહારાજાઓ પણ હવન કરતા અને કરાવતા. જ્યાં સુધી આ હોમ-વિધિનો પ્રચાર ચાલુ રહ્યો, ત્યાં સુધી આર્યાવર્ત રોગ-રહિત અને સુખી રહ્યો. હજુ પણ જો એનો પ્રચાર થાય, આર્યાવર્ત પુનઃ પોતાની પ્રાચીન સ્થિતિ પ્રાપ્ત કરવાને સમર્થ બને એમાં શંકા નથી.

**પઠન-પાઠન વિધિ**

હવે આપણે પઠન-પાઠન વિધિ, અર્થાત્ ભણવા અને ભણાવવાના વિધિ તરફ વળીએ. બાળકોને પ્રથમ પાણિનિમુનિ કૃતશિક્ષા ભણાવવી જોઇએ. જેથી અક્ષરોનાસ્થાન અને પ્રયત્ન શુદ્ધ શુદ્ધ વિદિત થઇ જાય. ત્યાર પછી અષ્ટાધ્યાયીનાં સૂત્રો, પદચ્છેદ, તથા સમાસ શીખવવાં અને યાદ કરાવવાં.

અષ્ટાધ્યાયી પછી અર્થ સહિત ધાતુ પાઠ તથા ઉણાદિ કોષનું શિક્ષણ આપવું. વ્યાકરણ શીખવ્યા પછી યાસ્કે મુનિકૃત નિઘંટુ અને નિરૂક્ત છ અથવા આઠ માસ ભણાવવાં.

લઘુ કૌમુદિ, સારસ્વતાદિ, તથા અમર કોષાદિ શીખવવામાં વ્યર્થ સમય ન ગુમાવવો. ત્યારપછી ચાર માસ પીંગલાચાર્ય કૃત છંદો ગ્રંથ પણ શીખવવાં. એથી શ્લોકોની સમજણ આવી શકે, તથા લૌકિક અને વૈદિક છંદોની રચના પણ જાણી શકાય. એક વર્ષમાં રામાયણ–મહાભારતનાં સારાં સારાં પ્રકરણો વંચાવવાં. ત્યાર પછી છ શાસ્ત્ર અર્થાત્ પૂર્વ મીમાંસા, વૈશેષિક, ન્યાય, યોગ, સાંખ્ય, અને વેદાંત બની શકે ત્યાં સુધી ઋષિકૃત ભાષ્યસહિત, અથવા ઉત્તમ વિદ્વાનોની વ્યાખ્યા સહિત બે વર્ષ ભણાવવાં. વેદાંત શીખવવા પૂર્વે ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડુક્ય, ઐતરીય, તતરીય, છાંદોગ્ય, અને બ્રહદારણ્યક એ દશ ઉપનિષદોનું શિક્ષણ આપવું. તત્પશ્ચાત્ છ વર્ષ સુધી ચાર બ્રાહ્મણ અર્થાત ઐતરેય. શતપથ, સામ, અને ગોપથ સહિત ચાર વેદોના સ્વર, શબ્દ, અર્થ, સંબંધ તથા ક્રિયા સહિત શિક્ષણ આપવું. આવી રીતે સર્વ વેદોનું શિક્ષણ આપી, આયુર્વેદ અર્થાત્ જે ચરક, સુશ્રુતાદિ ઋષિ મુનિ પ્રણિત વૈદક શાસ્ત્ર તેના અર્થ તથા ક્રિયા સહિત શીખવવાં. તદન્તર ધનુર્વેદ શીખવવો. રાજ પુરૂષોને વ્યુહ રચનાનું કાર્ય શીખવવું, કે જેથી તેઓ પ્રજાનું પાલન યથાવત્ કરી શકે. આ વિદ્યા ત્રણ વર્ષમાં શીખવવી. તે પછી ગાંધર્વવેદ જેમાં નારદ સંહિતા છે ( એમાં મુખ્યત્વે સામવેદ ગાન છે ) તે શીખવવો. પછી અથર્વવેદ જેમાં શિલ્પ વિદ્યા ભરી છે, તેમાંથી પદાર્થના ગુણો, વિજ્ઞાન, ક્રિયા કૌશલ, નાના પ્રકારના આવિષ્કારો આદિનું શિક્ષણ આપવું. ત્યાર પછી બે વર્ષમાં જ્યોતિર્વિદ્યા

જેમાં સૂર્ય સિદ્ધાંત આદિ તથા બીજગણિત, અંકગણિત ભૂગોળ, ખગોળ, અને ભૂગર્ભ વિદ્યા છે, તે શીખવવી અર્થાત ભણવા ભણાવવા વાળાએ એવો પ્રયત્ન કરવો, કે એ સર્વ વિદ્યાઓ ૨૦ અથવા ૨૧ વર્ષમાં શીખી-શીખાવી શકાય.

**ધર્માધર્મનાં લક્ષણો**

(૧) વેદ, (૨) સ્મૃતિ અર્થાત વેદાનુકુલ આપ્તોક્ત મનુસ્મૃતિ આદિ શાસ્ત્રો (૩) સત્પુરૂષનો આચાર, અર્થાત સનાતન્ વેદ દ્વારા પરમેશ્વર પ્રતિપાદિત-કર્મ (૪) અને આત્માને પ્રિય અર્થાત જેને આત્મા ચાહે છે-જેમકે સત્ય બોલવું, એ ચાર ધર્મનાં લક્ષણો છે. એટલે એના વડે ધર્મ અને અધર્મનો નિર્ણય અથવા નિશ્ચય થાય છે. જે પક્ષપાત રહિત, ન્યાય, સત્યના ગ્રહણ રૂપ, તથા અસત્યના સર્વથા પરિત્યાગ રૂપ આચાર છે, એનું જ નામ ધર્મ છે. અને જે અસત્યના ગ્રહણ રૂપ આચાર છે તે અધર્મ છે. આ સમ્બન્ધમાં મનુમહારાજનો નીચેનો શ્લોક યાદ રાખવો.

वेद स्मृति सदाचारः स्वस्य च प्रियमात्मनः।
एत चतुर्विधं प्राहुः साक्षाद् धर्मस्य लक्षणम् ॥ २। १२ ॥

**ધર્મનાં અભ્રાન્ત લક્ષણ**

જે પુરૂષ સુવર્ણાદિ રત્ન (અર્થ) અને સ્રી સેવન (કામ) આદિમાં ફસાઇ નથી જતો તેને ધર્મનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. જો તે ધર્મના જ્ઞાનની ઇચ્છા કરે, તો વેદદ્વારા તેનો નિશ્ચય કરે. કેમકે, ધર્માધર્મનો નિશ્ચય વેદ વિના બરાબર થઇ શકતો નથી.

મનુ મહારાજનું કથન છે કે :—

अर्थ कामेष्वसक्तानां धर्म ज्ञानं विधीयते।
धर्मजिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः २ ॥ १३ ॥

જે જે ભણવું ભણાવવું હોય, તે તે પરીક્ષા કર્યા પછી કરવું. પરીક્ષા પાંચ પ્રકારની થાય છે.

(૧) જે જે ઇશ્વરનાં ગુણ-કર્મ-સ્વભાવ અને વેદાનુકુલ છે, તે તે સત્ય, અને તેનાથી વિરૂદ્ધ હોય તે અસત્ય.

(૨) જે જે સૃષ્ટિક્રમને અનુકુળ હોય, તે તે સત્ય, અને જે જે પ્રતિકુળ હોય તે અસત્ય. દાખલા તરીકે માતા-પિતાના યોગ વિના સન્તાન ઉત્પન્ન થવાનું કોઇ કહે, તો તે સૃષ્ટિક્રમથી વિરૂદ્ધ હોવાથી અસત્ય છે.

(૩) આપ્ત અથવા જે જે ધાર્મિક, વિદ્વાન, સત્યવાદી, અને નિષ્કપટી લોક છે, એમના આચાર અને ઉપદેશ અનુકુળ હોય તે ગ્રાહ્ય, અને પ્રતિકુળ હોય તે અગ્રાહ્ય છે.

(૪) જે પોતાના આત્માની પવિત્રતા અને વિદ્યાને અનુકુળ હોય તે ગ્રાહ્ય, અને પ્રતિકુળ હોય તે અગ્રાહ્ય છે. અર્થાત જેવી રીતે આપણને સુખ પ્રિય અને દુઃખ અપ્રિય લાગે છે તેવીજ રીતે સર્વત્ર અને સર્વને માટે સમજવું, કે જો હું કોઇને દુઃખ કે સુખ આપીશ, તો તે અપ્રસન્ન કે પ્રસન્ન થશે.

(૫) આઠ પ્રમાણ જેવાં કે [૧] પ્રત્યક્ષ [૨] અનુમાન [૩] ઉપમાન [૪] શબ્દ [૫] ઐતિહ્ય [૬] અર્થાપત્તિ [૭] સંભવ અને (૮) અભાવ* આ આઠ પ્રમાણોને અનુકુળ

* આ આઠ પ્રમાણોનાં વિસ્તૃત વર્ણન વ્યાખ્યાદિ મોટા સત્યાર્થ પ્રકાશમાં જોઇ લેવાં. પ્રયોજક.

હોય તે ગ્રાહ્ય, અને પ્રતિકુળ હોય તે અગ્રાહ્ય છે.

આ પ્રમાણે પ્રમાણો દ્વારા પરીક્ષા કરીને ભણવું અને ભણાવવું. એમ ન કરવાથી વિદ્યાર્થીને સત્ય બોધ થઈ શકતો નથી. જે જે ગ્રંથ ગુરૂ શીખવે, તે ગ્રંથની પ્રથમ તેણે પૂર્વોક્ત પ્રકાર અનુસાર પરીક્ષા કરી લેવી. એ પરીક્ષામાં જે ગ્રંથ સત્ય ઠરે તે શીખવવો અને અસત્ય ઠરે, તે ન શીખવવો.

મહર્ષિઓએ સરલતાથી જે મહાન વિષયોને પોતાના ગ્રંથોમાં પ્રકાશિત કર્યા છે, તે અન્ય અલ્પબુદ્ધિ મનુષ્યોના કલ્પિત ગ્રંથોમાં શી રીતે આવી શકે ? મહર્ષિઓનો આશય અત્યંત સુગમ અર્થાત જેને ગ્રહણ કરવામાં થોડો સમય લાગે એવો હોય છે. અલ્પબુદ્ધિવાળા લોકોની ઈચ્છા એવી હોય છે, કે પોતાના ગ્રંથોની રચના બની શકે તેટલી કઠણ કરવી. આવા ગ્રંથોનો લાભ મેળવવા માટે અત્યંત પરિશ્રમની આવશ્યકતા હોવાથી, તે ગ્રંથોનું વાંચન, તે પહાડ ખોદીને કોડી મેળવવા સમાન છે. જ્યારે આર્ષગ્રંથોનું વાંચન એકજ ડુબકીમાં બહુ મૂલ્ય મોતી પ્રાપ્ત કરવા સમાન છે.

**શું છ દર્શનોમાં પરસ્પર વિરોધ છે?**

ઘણા લોકો શંકા કરે છે, કે શું છ દર્શનોમાં પરસ્પર વિરોધ નથી ? આ પ્રશ્ન તેઓની અજ્ઞાનતાજ સૂચવે છે. છ દર્શનોમાં પરસ્પર વિરોધ નથીજ. એક વિષયમાંઅનેકનું પરસ્પર વિરૂદ્ધ કથન હોય,તો તેને વિરોધ કહે છે. દર્શનોમાં "સૃષ્ટિની ઉત્પત્તિ" એ મુખ્ય વિષય છે. સૃષ્ટિ વિદ્યાના ભિન્ન ભિન્ન છ અવયવો

છ શાસ્ત્રોમાં પ્રતિપાદન કરવાથી તેમાં વિરોધ આવતો નથી. સૃષ્ટિનું જે કર્મ–કારણ છે, તેની વ્યાખ્યા મિમાંસામાં છે. સમયની વ્યાખ્યા વૈશેષિકમાં છે, ઉપાદાન કારણની વ્યાખ્યા ન્યાયમાં છે. પુરૂષાર્થની વ્યાખ્યા યોગમાં છે. તત્ત્વોના અનુક્રમથી પરિગણનની વ્યાખ્યા સાંખ્યમાં છે. અને નિમિત કારણ જે પરમેશ્વર છે, તેની વ્યાખ્યા વેદાંત શાસ્ત્રમાં છે. એમાં કંઇ પણ વિરોધ આવતો નથી. જેવી રીતે વૈદકશાસ્ત્રમાં નિદાન, ચિકિત્સા, ઔષધિ–દાન, અને પથ્યનું પ્રકરણ ભિન્ન ભિન્ન હોય છે, છતાં સર્વનો સિદ્ધાંત "રોગ–નિવૃતિ" છે, તેવીજ રીતે સૃષ્ટિના છ કારણ હોવાથી તેમાંના એક એક કારણની વ્યાખ્યા એક એક શાસ્ત્રકારે કરી છે. તેથી એમ સિદ્ધ નથી થઇ શકતું કે તેમાં વિરોધ છે.

# ચોથો સમુલ્લાસ.

## સમાવર્તન, વિવાહ અને ગૃહસ્થાશ્રમ વિધિ

ગુરુકુલમાં રહી, બ્રહ્મચર્યવ્રત સહિત, ચાર, ત્રણ, બે અથવા એક વેદનો અંગ ઉપાંગસહિત સમ્પૂર્ણ અભ્યાસ **સમાવર્તન** કરીને અખંડિત બ્રહ્મચારી અથવા બ્રહ્મચારિણીએ સમાવર્તન સંસ્કાર પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો.

ગુરુની આજ્ઞા લઈ વિધિ પૂર્વક સમાવર્તન કરી **વિવાહમાં** પોતાને અનુકુળ સારા લક્ષણવાળી **ગુરુની આજ્ઞા** કન્યા સાથે વિવાહ કરવો.

લગ્ન સંબંધ દૂર અને નિકટ બાંધવાના ગુણદોષ.

(૧) જે બાળકો બાલ્યાંવસ્થામાં એક બીજાની નિકટ રહે છે, **દૂર અને નિકટ** અને પરસ્પર રમે છે, લડે છે, તથા પ્રેમ **વિવાહ કરવામાં** કરેછે, તેઓ એક બીજાના ગુણદોષ જાણે છે **ગુણદોષ.** તેમજ બાલ્યાવસ્થાનાં વિપરીત આચ-

રહો પણ જાણે છે. આ સઘળાં કારણોને લઇને તેમનો વિવાહ પ્રેમજનક નીવડી શકતો નથી.

(૨) પાણીમાં પાણી મળવાથી જેમ વિલક્ષણ (ઉત્તમ) ગુણ ઉત્પન્ન થતો નથી, તેમ સમાન ગોત્ર, પિતૃકુલ અથવા માતૃકુલમાં વિવાહ કરવાથી ધાતુઓની અદલ-બદલ ન થવાનાં કારણે એ લગ્ન ઉત્તમ ગણી શકાતાં નથી. અને તેથી ઉન્નતિ સાધી શકાતી નથી.

(૩) જેવી રીતે દૂધમાં સાકર અથવા સૂંઠ આદિ ઔષધિ મેળવવાથી તે ઉત્તમતાને પ્રાપ્ત કરે છે તેવીજ રીતે ભિન્ન ભિન્ન ગોત્ર અથવા માતૃકુલ-પિતૃકુલથી પ્રથક્ સ્ત્રી-પુરૂષોનાં લગ્ન ઉત્તમ નીવડે છે.

(૪) દૂર દેશનાં લગ્નથી પ્રેમની દોરી લંબાય છે.

(૫) કન્યાનું ઘર સમીપ હોય, તો પિતાને ઘેર તે વારંવાર જાય, અને તેથી પિતાએ તેને કંઇ ને કંઇ આપવુંજ પડે. આમ એથી પિતાના ઘરમાં દરિદ્રતા આવવાનો પણ સંભવ રહે છે.

(૬) એક બીજાનાં ઘર સમીપ હોય, તો સૌ સૌને પોતાનાં પિતૃકુલનું ઘમંડ રહે, અને સ્ત્રી-પુરૂષ વચ્ચે લેશ પણ કલહ થતાં સ્ત્રી પોતાના પિતાને ઘેર ચાલી જાય. આથી એક બીજાની નિંદા થાય અને વિરોધમાં વૃદ્ધિ થાય.

આ અને આવાં બીજાં અનેક કારણોને લઇને જે કન્યા, માતાના કુલની છ પેઢીની ન હોય, અને પિતાના ગોત્રની ન હોય તેનીજ સાથે લગ્ન સંબંધ બાંધવો ઉચિત છે.

**વિવાહનો સમય**

૧૬ વર્ષથી ૨૪ વર્ષ સુધી કન્યાને માટે, તથા ૨૫વર્ષથી ૪૦ વર્ષ લગી પુરૂષને માટે વિવાહનો ઉત્તમ સમય છે. સ્ત્રી અને પુરૂષ જો અનુક્રમે ૧૬ અને ૨૫ વર્ષનીવચ્ચે વિવાહ કરે તો તે નિકૃષ્ટ ગણાય છે. ૧૮ થી ૨૦ વર્ષની સ્ત્રી, ૩૦, ૩૫ અથવા ૪૦ વર્ષના પુરૂષ સાથે લગ્ન બંધને જોડાય, તો તે મધ્યમ કહેવાય છે. અને ૨૪ વર્ષની સ્ત્રી તથા ૪૮ વર્ષનો પુરૂષ સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળીને લગ્ન સંબંધ બાંધે છે, તે ઉત્તમ ગણાય છે.

જે દેશમાં આવા પ્રકારની શ્રેષ્ઠ લગ્ન-વ્યવસ્થા હોય, અને બ્રહ્મચર્ય તથા વિદ્યાભ્યાસ અધિક હોય, તે દેશ અત્યંત સુખી હોય છે. અને જે દેશમાં બ્રહ્મચર્ય અને વિદ્યાભ્યાસનો અભાવ કે અરૂચી હોય, તેમજ બાળલગ્ન તથા અયોગ્ય લગ્ન ચાલી રહેલાં હોય, તે દેશ અત્યંત દુ:ખી હોય છે.

**સમાન પતિની શોધ**

કન્યાએ પોતાને અનુકુળ સમાન પતિની શોધ કરીને તેની સાથે લગ્ન કરવાં. પરસ્પર વિરૂદ્ધ ગુણ-કર્મ-સ્વભાવવાળા પુરૂષસાથે કદી પણ લગ્ન કરવાં નહિ. અર્થાત્ જોડાંમાં કજોડ ન થાય, તેની ખાસ કાળજી રાખવી જોઇએ.

**લગ્ન અને માતા પિતાનું કર્તવ્ય**

લગ્ન, કુમાર અને કન્યાને આધીન હોવાં જોઇએ. માતા-પિતાએ પોતાનાં સંતાનોનાં લગ્નનો વિચાર તેમની સંમતિ તથા પ્રસન્નતા સિવાય નજ કરવો જોઇએ. કારણકે એક બીજાની સંમતિ કે પ્રસન્નતાથી

થએલ લગ્નમાં વિરોધનો સંભવ અત્યંત અલ્પ પ્રમાણમાં રહે છે. વિવાહ કુમાર અને કન્યાને માટે હોય છે, એટલે એ બંનેની પ્રસન્નતા અવશ્ય જોવી જોઈએ. આ વસ્તુ પ્રત્યે દુર્લક્ષ કરવાથી તે બંને વચ્ચે વિરોધ ઉત્પન્ન થશે અને પરિણામે દુઃખની પ્રાપ્તિ થશે. સ્વયંવરની આપણી પ્રાચીન પદ્ધતિ આ કારણને લીધેજ ઉત્તમ હતી.

લગ્ન સમયે કન્યા તથા કુમારનાં વિનય, વિદ્યા, શીલ, રૂપ, બળ, આયુ, કુળ આદિ યથાયોગ્ય પરિમાણમાં છે કે કેમ, તેનો વિચાર પણ અવશ્ય કરવો જોઇએ. જ્યાં સુધી તેમની વચ્ચે ખરેખરો મેળ ન થાય, ત્યાંસુધી વિવાહ સુખકારક નીવડી શકે નહિ.

કન્યા અને કુમારે લગ્ન પૂર્વે એકાંતમાં કદી પણ ન મળવું જોઇએ. કારણ કે યુવાવસ્થામાં સ્ત્રી-પુરૂષનો એકાંતવાસ

**સ્વયંવર**

ઇચ્છનીય નથી પરંતુ જ્યારે કન્યા તથા કુમારના વિવાહનો સમય આવે; અર્થાત્ જ્યારે બ્રહ્મચર્યાશ્રમ અને વિદ્યાભ્યાસ સમ્પૂર્ણ થવાને એક વર્ષ કે છ માસનો સમય બાકી રહે, ત્યારે કન્યાની પ્રતિકૃતિ (ફોટોગ્રાફ) પડાવીને બ્રહ્મચારીઓના અધ્યાપકને મોકલાવી આપવી, અને બ્રહ્મચારીની પ્રતિકૃતિ કન્યાઓની અધ્યાપિકાને મોકલી આપવી. પછી બારીક તપાસ કરતાં અધ્યાપિકાને જે બ્રહ્મચારીના, જે બ્રહ્મચારિણી સાથે ગુણકર્મ સ્વભાવ મળતાં આવે, તે બંનેની જન્મથી લઇને વિવાહના દિવસ સુધીના

જીવન-ચરિત્રની નોંધ મગાવી વાંચવી. જો બંનેનાં ગુણ-કર્મ-સ્વભાવ મળતાં આવતાં હોય, તો અધ્યાપકે બ્રહ્મચારીના હાથમાં કન્યાની પ્રતિકૃતિ અને જીવન-ચરિત્ર આપવાં, તથા અધ્યાપિકાએ કન્યાના હાથમાં બ્રહ્મચારીની પ્રતિકૃતિ અને જીવન-ચરિત્ર આપવાં. પછી તેમાં તેમનો અભિપ્રાય માગી જોવો. જો બંનેનો એકબીજા પ્રત્યે પ્રેમસૂચક અભિપ્રાય મળે, તો એકજ સમયમાં એ બંનેનો સમાવર્તન સંસ્કાર કરવો. જો તેઓ અધ્યાપક અને અધ્યાપિકા સમક્ષ લગ્ન કરવા માગતાં હોય, તો તેમ; નહિ તો કન્યાનાં માતા-પિતાને ત્યાં ઉત્તમ વિદ્વાનો અને સદ્‌ગૃહસ્થોની સન્મુખ વિવાહ કરવો. પછી માતા-પિતા અને ભદ્ર પુરૂષોની સમક્ષ વરકન્યાએ પરસ્પર વ્યવહારિક અને પારમાર્થિક શાસ્ત્રીય વિષયોના પ્રશ્નોતર કરવા હોય, તો સભા સમક્ષ પત્રમાં લખીને કરવા. વિવાહ કરતી વખતેજ બંનેનો દૃઢ પ્રેમ થઇ ગયા પછી વરકન્યાએ ખાવાપીવાનો ઉત્તમ પ્રબંધ રાખવો, જેથી વિદ્યાધ્યયન રૂપ તપશ્ચર્યાથી ક્ષીણ થએલું શરીર પ્રતિદિન ચન્દ્રમાની કળાની માફક વધતું જાય.

જ્યાંસુધી આવી રીતે આપણા આર્ય-પૂર્વજોએ બ્રહ્મચર્ય પૂર્વક વિદ્યાભ્યાસ કરીને લગ્ન કરવાની પદ્ધતિ રાખી હતી, ત્યાંસુધી આ દેશની ઉન્નતિ રહી. પરંતુ જ્યારથી બ્રહ્મચર્ય પૂર્વક વિદ્યાભ્યાસ કરવાનું બંધ થયું, અને બાળ-લગ્ન તથા કજોડાં થવા લાગ્યાં, ત્યારથીજ આ આર્યાવર્તની અવનતિનો આરંભ થયો.

**શું અન્ય વર્ણસ્થ માતાપિતાનાં સન્તાનો બ્રાહ્મણ થઇ શકે?**

જેનાં માતા-પિતા અન્ય વર્ણસ્થ હોય, તેમનાં સંતાન બ્રાહ્મણ થઇ શકે ખરાં? હા. ઘણાંએ એવી રીતે થઇ ગયાં છે, થાય છે, અને થશે. જેમકે છાંદોગ્ય ઉપનિષદમાં જબાલ ઋષિઅજ્ઞાત કુળના હોવાછતાં, બ્રાહ્મણ થઇ ગયા. વળી વિશ્વામિત્ર ક્ષત્રિય કુળમાંથી, અને માતંગ ઋષિ ચાંડાળ કુળમાંથી બ્રાહ્મણ બન્યા હતા. આજ પણ જે ઉત્તમ વિદ્યા અને સ્વભાવવાળા છે, તે બ્રાહ્મણને યોગ્ય છે, રજ-વીર્યના યોગે બ્રાહ્મણ શરીર બંધાતું નથી. બ્રાહ્મણ તેજ કહેવાય, જે ભણે, ભણાવે, અને વેદોના યથાર્થ અર્થ જાણે, તેમજ બીજાઓને શીખવે.

વળી મનુ મહારાજ કહે છે તેમઃ—

स्वाध्यायेन जपैर्होमैः त्रैविद्येनेज्यया सुतैः ।
*महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः ॥ २ ॥२८॥*

અર્થાત્-શૂદ્ર કુળમાં ઉત્પન્ન થયા છતાં જે બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્ય સમાન ગુણ-કર્મ-સ્વભાવ વાળો હોય, તે શૂદ્ર પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, કે વૈશ્ય બની જાય છે. તેવીજ રીતે જે બ્રાહ્મણ, ક્ષત્રિય, કે વૈશ્ય કુલમાં ઉત્પન્ન થએલો હોય, છતાં તેના ગુણ-કર્મ-સ્વભાવ શૂદ્ર જેવા હોય, તો તે પણ શૂદ્ર બની જાય છે. તેમજ જે ક્ષત્રિય અથવા વૈશ્ય કુલમાં ઉત્પન્ન થએલો હોય છતાં તેના ગુણ-કર્મ-સ્વભાવ બ્રાહ્મણ અથવા શૂદ્ર સમાન હોય, તો તે ક્ષત્રિય અથવા

બ્રાહ્મણ પણ શૂદ્ર થઇ જાય છે. અર્થાત ચારે વર્ણની ગણના ગુણ–કર્મ–સ્વભાવ અનુસાર છે. આનું નામ તે ગુણ–કર્મ–સ્વભાવ અનુસાર વર્ણવ્યવસ્થા.

આ સમ્બન્ધમાં આપ્તસ્તંબના બે સૂત્રો છે કેઃ—

धर्मचर्यया जघन्यो वर्णः पूर्वं पूर्वं वर्णमापद्यते जातिपरिवृत्तौ।
अधर्मचर्यया पूर्वोवर्णो जघन्यं जघन्यं वर्णमापद्यते जातीपरिवृत्तौ

અર્થાત–ધર્માચરણથી નિકૃષ્ટ વર્ણ પોતાથી ઉત્તમ વર્ણને પ્રાપ્ત કરે છે અને એની ગણના એજ વર્ણમાં થાય છે, કે જે વર્ણને માટે તે યોગ્ય હોય તેમ અધર્માચરણથી ઉચ્ચ વર્ણનો મનુષ્ય પણ પોતાથી નીચા વર્ણને પ્રાપ્ત કરે છે અને તેજ નીચા વર્ણમાં તેની ગણના થાય છે, કે જેને યોગ્ય તેનાં ગુણ–કર્મ–સ્વભાવ હોય. આવી વ્યવસ્થા રાખવાથીજ મનુષ્ય અને સમાજ ઉન્નતિશીલ બને છે. કારણકે આથી ઉત્તમ વર્ણોને એવો ભય રહેશે, કે જો તેમનાં સંતાનો મૂર્ખ અને અજ્ઞાની થશે તો તેઓ શૂદ્રમાં ગણાશે. વળી તેમનાં સંતાનો પણ આ વ્યવસ્થાને લઇને સંભાળીને ચાલશે. આ ઉપરાંત નીચા વર્ણો પણ પોતે પ્રયત્ન કરશે તો ઉચ્ચ થઈ શકશે, એ આશાએ વિદ્યા આદિ પ્રાપ્ત કરશે. આવા પ્રકારની વ્યવસ્થાથીજ મનુષ્ય અને સમાજની ઉન્નતિ તેમજ પ્રગતિ સાધી શકાશે.

ઉપરોક્ત કથનાનુસાર વર્ણ વ્યવસ્થા ગુણ–કર્મ–સ્વભાવથીજ થાય છે. નહિ કે રજ–વીર્યના યોગથી અથાત જન્મથી.

**વર્ણવ્યવસ્થા.** જન્મથી વર્ણ–વ્યવસ્થા માનનારને પૂછવું

જોઇએ, કે જો કોઇ બ્રાહ્મણ વટલી જાય, અથવા મુસલમાન કે ખ્રિસ્તી થઈ જાય, તો તેને તમે બ્રાહ્મણ કાં નથી કહેતા? કારણકે જન્મથી તો તે બ્રાહ્મણ જ છે. આ વખતે જન્મથી વર્ણ-વ્યવસ્થામાં માનનાર કહેશે કે તેણે બ્રાહ્મણના ગુણ-કર્મ છોડી દીધાં માટે બ્રાહ્મણ મટી ગયો. તો પછી તેનીજ વાત પરથી સિદ્ધ થાય છે, કે બ્રાહ્મણનાં ઉત્તમ કર્મ કરે તેજ બ્રાહ્મણ. જન્મથી કોઇ બ્રાહ્મણ નથી. અર્થાત બ્રાહ્મણ નીચ કર્મ કરે, તો તે શુદ્ર છે. અને શૂદ્ર ઉચ્ચ કર્મ કરે તો તે બ્રાહ્મણ છે.

યજુર્વેદના ૩૧ મા અધ્યાયના ૧૧ મા ખંડમાં લખ્યું છે કે:—

ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः ।
ऊरु तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥

અર્થાત-પૂર્ણ વ્યાપક પરમાત્માની સૃષ્ટિમાં જે મુખ જેવા સૌથી મુખ્ય અર્થાત્ ઉત્તમ છે, તે બ્રાહ્મણ. બાહુ અર્થાત્ બલ-વીર્ય એ જેનામાં અધિક છે, તે ક્ષત્રિય. જે પેટની માફક વ્યાપાર આદિ વડે પોતાનું તેમજ સમાજનું પાલન કરી રહ્યા હોય, તે વૈશ્ય, અને જેઓ સેવા આદિ કરતા હોય, તે શૂદ્ર છે.

ઉપરોક્ત મંત્રનો ધ્યેય-અલંકાર આ છે. પરમાત્મા તો નિરાકાર હોવાથી તેનાં મુખ આદિ અંગો હોયજ નહિ-છેજ નહિ.

પરંતુ એ પ્રમાણે ગુણ–કર્મ–સ્વભાવ–અનુસાર જાતિ-નિર્ણય કિંવા વર્ણવ્યવસ્થા થવી જોઇએ. અને તે સ્ત્રી–પુરુષો બંનેને માટે સમજવી જોઇએ.

ગુણ–કર્મ–સ્વભાવ અનુસાર વર્ણ–વ્યવસ્થા નિશ્ચય થતાં સમાજ વ્યવસ્થા પણ બરાબર જળવાઇ રહેશે, અને સમાજ પ્રગતિના પંથે પ્રયાણ કરશે.

આમાં કોઇ પણ વર્ણને માટે વધુ માન કે વધુ નિંદા નજ હોવાં જોઇએ.

ગુણ–કર્મના આધાર પર વર્ણ–વ્યવસ્થા કન્યાના સોળમા વર્ષમાં અને કુમારના પચ્ચીસમા વર્ષમાં થવી જોઇએ.

પ્રત્યેક વર્ણે પોતપોતાનાં કર્મો બરાબર કરવાં જોઇએ અને એક બીજા પ્રત્યે સહાનુભૂતિ તેમજ સમભાવ દર્શાવવાં જોઇએ.

આ ચારે વર્ણોએ પરસ્પરનાં સુખ, દુઃખ, હાનિ, લાભમાં, તથા રાજા અને પ્રજાની ઉન્નતિમાં એક મત થઇને એક બીજાને તન–મન–ધનથી મદદ કરવી જોઇએ.

પ્રત્યેક ગૃહસ્થાશ્રમીએ પાંચ મહાયજ્ઞો કરવાનું કદી ચૂકવું નહિ. (૧) સંધ્યા અથવા બ્રહ્મયજ્ઞ. (૨) દેવયજ્ઞ અથવા અગ્નિહોત્ર

**પાંચ મહા યજ્ઞ.** (૩) ભૂતયજ્ઞ અથવા બલિવૈશ્વદેવ, (૪) નૃયજ્ઞ અર્થાત અતિથિ યજ્ઞ. અને (૫) પિતૃયજ્ઞ એમ આ પાંચ મહાયજ્ઞો છે. મનુ મહારાજનું કથન છે કેઃ—

ऋषियज्ञं देवयज्ञं भूतयज्ञं च सर्वदा।
नृयज्ञं पितृयज्ञं च यथाशक्ति न हापयेत ॥

બ્રહ્મયજ્ઞ અને દેવયજ્ઞ

પ્રથમ બ્રહ્મયજ્ઞ છે. એમાં વેદાદિ શાસ્ત્રોનું ભણવું, ભણાવવું, સન્ધ્યોપાસના તથા યોગાભ્યાસ કરવાનાં છે.

બીજો દેવયજ્ઞ છે. એમાં વિદ્વાનોનો સંગ, સેવા, પવિત્રતા, દિવ્યગુણોનું ધારણ કરવું, તથા દાન અને વિદ્યાની ઉન્નતિ કરવાનું છે.

આ ઉભય યજ્ઞો પ્રાતઃ સાયં કરવાના છે. જે હોમ સંધ્યાકાળે થાય છે, તેનું હુત દ્રવ્ય પ્રાતઃકાળ લગી વાયુની શુદ્ધિ કરે છે, અને એ રીતે સુખાકારી બને છે. અને જે હોમ પ્રાતઃકાળે થાય છે, તેનું હુત દ્રવ્ય સાયંકાળ પર્યંત વાયુની શુદ્ધિ કરે છે, અને બળ, બુદ્ધિ, તથા આરોગ્યની વૃદ્ધિ કરે છે. આ કારણથી દિવસ–રાત્રિના સન્ધિ સમયે, પરમાત્માનું ધ્યાન અને અગ્નિહોત્ર અવશ્ય કરવાં જોઈએ.

૩ પિતૃયજ્ઞ

દેવ અર્થાત્ વિદ્વાન, ઋષિ અર્થાત પઠન-પાઠન કરાવનાર અને પિતર અર્થાત માતાપિતા આદિ વૃદ્ધ, જ્ઞાની તથા પરમ યોગી, એમની સેવા કરવી. આનું નામ તે પિતૃયજ્ઞ. પિતૃયજ્ઞના બે પ્રકાર છે. એક શ્રાદ્ધ અને બીજું તર્પણ. શ્રત્‌નો અર્થ સત્ય છે. જે વસ્તુનો આધાર શ્રત્ અર્થાત સત્ય પર હોય, અથવા જે ક્રિયાથી શ્રત્ કિંવા સત્યનું ગ્રહણ થાય, તેનું નામ શ્રાદ્ધ છે. અને જે કાર્યથી વિદ્યમાન માતાપિતા આદિ પિતર તૃપ્ત અર્થાત્ પ્રસન્ન રહે, તેનું નામ તર્પણ.

આ વાત ખાસ યાદ રાખવાની છે, કે પિતૃયજ્ઞના બે

વિભાગો "શ્રાદ્ધ" અને "તર્પણ" એ વિદ્યમાન (જીવિત) માતાપિતા આદિ પિતર માટેજ છે. મરેલાં માટે નહિ.

### ૪ બલિવૈશ્વદેવ અર્થાત ભૂતયજ્ઞ

જ્યારે ભોજન-સામગ્રી સમ્પૂર્ણ તૈયાર થઇ જાય, ત્યારે તેમાંથી ખટાશવાળા તથા લવણ આદિ ક્ષારવાળા પદાર્થોનો ત્યાગ કરીને ઘૃત તથા મિષ્ટાન્નયુક્ત પદાર્થો લઇને, રસોડામાંનો અગ્નિ અલગ કહાડીને તે પર ગ્રહસ્થે તેની વિધિપૂર્વક આહુતિ આપવી. થોડુંક અન્ન કીડી, કુતરા, કાગડા આદિને માટે પણ રાખવું. કોઇ ગરીબ કે ક્ષુધાતુર હોય, તો તેને પણ અન્નદાન દેવાનું ચૂકવું નહિ. હવન કરવાનું પ્રયોજન એજ છે કે તેથી વાયુની શુદ્ધિ થાય, અને અદૃષ્ટ જીવોની જે હત્યા થાય છે તેનો પ્રત્યુપકાર થાય.

### ૫ અતિથિ સેવા અથવા નૃયજ્ઞ

અતિથિ તે કહેવાય કે જેના આગમનની કોઇ તિથિ નિશ્ચિત ન હોય. અર્થાત્ જે ગૃહસ્થના ઘરમાં અકસ્માત આવી ચડે તે અતિથિ. ધાર્મિક, સત્યોપદેશક, સૃષ્ટિના સકલ જીવોના કલ્યાણાર્થે સર્વત્ર દેશાટન કરનાર, પૂર્ણ વિદ્વાન, પરમયોગી, તથા સન્યાસી અતિથિ જો ગૃહસ્થના ઘરમાં આવી ચડે, તો તેની યથાશક્તિ સેવા સુશ્રુષા તે ગૃહસ્થે કરવી. તેમને ભોજન કરાવ્યા બાદ તેમની પાસેથી જ્ઞાન-વિજ્ઞાન આદિ ઉપદેશ શ્રવણ કરવો, કે જેનાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ થાય.

એક વાત સદા સ્મરણમાં રાખવી, કે આજકાલ જે જે વૈરાગી, ખાખી, પાખંડી; ધૂર્ત આદિ જે હઠી; દુરાગ્રહી

અને વેદ વિરોધી છે, તેમનો સત્કાર માત્ર વાણીથી પણ કરવો નહિ. કારણકે આવા ભામટા અને પાખંડીઓને ઉત્તેજન આપવાથી તેમની વૃદ્ધિ થાય છે. અને તેઓ સંસારને અધર્મ-યુક્ત કરે છે. તેઓ પોતે તો અધર્મ-યુક્ત કાર્યો કરેજ છે, પરંતુ સાથે સાથે તેમના સાથીઓ અને સેવકોને પણ અવિદ્યા રૂપી મહાસાગરમાં ડુબાવી દે છે. માટે આવા લોકોથી સદા ચેતીને ચાલવું.

**પંચ મહાયજ્ઞોનું ફળ**

આમ વિધિપૂર્વક પંચ મહાયજ્ઞો કરવાથી ઘણા લાભો થાય છે. (૧) બ્રહ્મયજ્ઞ કરવાથી વિદ્યા, શિક્ષા, ધર્મ અને સભ્યતા આદિ શુભગુણોની વૃદ્ધિ થાય છે. (૨) અગ્નિહોત્ર કરવાથી વાયુની શુદ્ધિ થઇને વૃષ્ટિદ્વારા સંસારમાં સુખ થાય છે. અર્થાત શુદ્ધ વાયુના શ્વાસ, સ્પર્શ અને શુદ્ધ અન્ન-જળના ખાનપાનથી આરોગ્ય, બુદ્ધિ, બળ અને પરાક્રમની વૃદ્ધિ થાય છે અને ધર્મ, અર્થ, કામ, તથા મોક્ષનું અનુષ્ઠાન પુરૂં થાય છે. અગ્નિહોત્રને દેવયજ્ઞ કહે છે. કારણકે તે દેવો અર્થાત્ વાયુ આદિ પદાર્થોની શુદ્ધિ કરે છે.

પિતૃયજ્ઞનું ફળ એ છે, કે જે ગૃહસ્થ માતા, પિતા અને જ્ઞાની મહાત્માઓની સેવા કરે છે, તેના જ્ઞાન અને બુદ્ધિમાં સત્સંગને લઇને વૃદ્ધિ થાય છે. વળી તે સત્યાસત્યનો નિર્ણય કરીને સત્યને ગ્રહણ કરી શકે છે, અને અસત્યનો ત્યાગ કરી શકે છે.

પિતૃયજ્ઞનું બીજું ફળ છે કૃતજ્ઞતા, અર્થાત માતા

પિતાએ અને આચાર્યે, સન્તાનો અને શિષ્યો માટે ઉઠાવેલા પરિશ્રમનો પિતૃયજ્ઞ દ્વારા અમુક અંશે બદલો વાળી શકાય છે.

બલિવૈશ્વદેવ યજ્ઞથી પાકશાળાનો વાયુ શુદ્ધ થાય છે. અને અજાણે થઇ ગએલ અદૃષ્ટ જીવોની હત્યાનો પ્રતિકાર થાય છે. વળી તેનાથી ગરીબ, ભૂખ્યા, કાગડા, કુતરા અને કીડીઓને અન્ન મળે છે.

અતિથિયજ્ઞથી પણ અનેક લાભ થાય છે જ્યાં ઉત્તમ અતિથિનું આગમન થતું નથી, ત્યાં ઉન્નતિ થઇ શકતી નથી. અતિથિના સાર્વત્રિક દેશાટનને લઇને, અને સત્યોપદેશને લઇને પાખંડની વૃદ્ધિ થતી અટકે છે. એટલુંજ નહિ પરંતુ સહજમાં જ્ઞાન વિજ્ઞાનની પ્રાપ્તિ થઇ શકે છે. આ પ્રકારે મનુષ્ય માત્રમાં એકજ ધર્મ સ્થિર થઇ શકે છે. અતિથિઓના આગમનથી ગૃહસ્થાશ્રમીઓના સંદેહની નિવૃત્તિ થઇ જાય છે. સંદેહની નિવૃતિ થવાથી દૃઢ નિશ્ચય બંધાય છે, અને દૃઢ નિશ્ચય થવાથી સાચા સુખની પ્રાપ્તિ થઇ શકે છે.

ગૃહસ્થે રાત્રિના ચોથા પ્રહરે અથવા ચાર ઘડી રાત રહે ત્યારે નિદ્રાનો ત્યાગ કરવો જોઇએ. નિત્યનાં આવશ્યક

**ગૃહસ્થાશ્રમીઓનાં અન્ય કર્તવ્યો,**

શૌચાદિ કાર્યોથી પરવારી, ધર્મ, અર્થ, શરીરનાં કષ્ટો, તેમનાં કારણો આદિનો વિચાર કરવો, અને પરમાત્માનું ચિન્તન કરવું. અધર્મનું આચરણ કદી પણ કરવું નહિ.

ઋત્વિક, પુરોહિત, આચાર્ય, અતિથિ, આશ્રિત, બાલ, વૃદ્ધ, આતુર, વૈદ્ય, સમ્બન્ધીઓ, શ્વસુર, મિત્ર, માતા,

પિતા, ભાઇ, ભગિનિ, સ્ત્રી, કે સેવક આદિથી કલહ-કકાસ કદાપિ કરવો નહિ.

સંસારના સઘળા વ્યવહારો વાણીથી શુદ્ધ થાય છે. આ કારણથી જે અસત્ય ભાષણનો ઉચ્ચાર કરે છે, તે ચોરી આદિ સઘળા પાપાચારનો આચરનાર થાય છે માટે મિથ્યા ભાષણ આદિ અધર્મોનો સર્વથા ત્યાગ કરવો.

જે જે પરાધીન કર્મો છે, તેનો પ્રયત્નથી પરિત્યાગ કરવો. અને જે જે સ્વાધીન કર્મો છે તેનું પ્રયત્ન પૂર્વક સેવન કરવું. પરંતુ જે કર્મો પરસ્પરના આશ્રયથીજ થઇ શકે તેવાં હોય, તેમને પરસ્પરના આશ્રયથીજ કરવાં જોઇએ.

સ્ત્રી-પુરૂષોએ સમજવું જોઇએ, કે લગ્ન થતાં, તેઓ તનમનથી એક બીજાનાં થઈ ચૂકેલાં છે. સ્ત્રી-પુરૂષે પરસ્પરની પ્રસન્નતાથીજ પ્રત્યેક વ્યવહાર આચરવો જોઇએ. પતિએ સ્ત્રીનો પૂજનીય દેવ અને સ્ત્રી એ પતિની પૂજનીય તેમજ સત્કાર કરવા યોગ્ય દેવી છે.

**ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતા.**

ઘણાએક પ્રશ્ન કરે છે કે ગૃહસ્થાશ્રમ અન્ય આશ્રમો કરતાં શ્રેષ્ઠ શી રીતે ? એક રીતે તો પોતપોતાનાં કર્તવ્ય કર્મોથી પ્રત્યેક આશ્રમ શ્રેષ્ઠ છે. પરંતુ જેમ નાનીમોટી નદીઓ, જ્યાંસુધી સમુદ્રને ન મળે, ત્યાં સુધી આમતેમ ભટકયા કરે છે, તેવીજ રીતે, ગૃહસ્થાશ્રમ વડેજ અન્ય આશ્રમો સ્થિર રહી શકે છે. ગૃહસ્થાશ્રમ વિના બીજા કોઇપણ આશ્રમનો વ્યવહાર ચાલી

શકતો નથી, સિદ્ધ થઈ શકતો નથી. કારણકે બ્રહ્મચારી, વાનપ્રસ્થ, અને સન્યાસી એ ત્રણેને નીભાવનાર ગૃહસ્થાશ્રમજ છે. આ કારણને લઈને ગૃહસ્થાશ્રમ જયેષ્ઠાશ્રમ અર્થાત મ્હોટો આશ્રમ કહેવાય છે.

મોક્ષ અને સાંસારિક સુખ ઉભયના ઈચ્છનારે પ્રયત્નથી ગૃહસ્થાશ્રમ ધારણ કરવો. ગૃહસ્થાશ્રમ ધારણ કરવાને માટે દુર્બળ અને ભીરૂ અયોગ્ય છે, માટે દરેક બળવાન પુરૂષે ગૃહસ્થાશ્રમના નિયમોના પાલનની સાથે તેને ધારણ કરવો. સંસારમાં જેટલા વ્યવહારો છે, તેમાંથી અર્ધા તો ગૃહસ્થાશ્રમમાંજ આવી જાય છે. જો ગૃહસ્થાશ્રમ ન હોત, તો સન્તાનોત્પત્તિના અભાવે બ્રહ્મચર્યાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ, તથા સન્યાસાશ્રમ પણ કયાંથી થાત? ગૃહસ્થાશ્રમની જે નિંદા કરે છે, તે પોતેજ નિંદનીય છે. એટલું ખરૂં, કે ગૃહસ્થાશ્રમમાં સાચું સુખ ત્યારેજ પ્રાપ્ત થાય, કે જ્યારે સ્ત્રી-પુરૂષ બંને વિદ્વાન, પુરૂષાર્થી અને સર્વ પ્રકારના વ્યવહારનાં જાણકાર હોય. આ કારણથી ગૃહસ્થાશ્રમના સુખનો મુખ્ય આધાર બ્રહ્મચર્ય અને સ્વયંવર વિવાહ ઉપર રહેલો છે.

# પાંચમો સમુલ્લાસ

## વાનપ્રસ્થ તથા સન્યાસ વિધિ.

બ્રહ્મચર્યાશ્રમ સમ્પૂર્ણ કરીને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો, અને ગૃહસ્થાશ્રમનું નિયમાનુસાર પાલન કરીને વાનપ્રસ્થ બનવું. **વાનપ્રસ્થ વિધિ.** ત્યારપછી વાનપ્રસ્થાશ્રમ પરિપૂર્ણ કરીને સન્યાસી થવું. ગૃહસ્થાશ્રમ પૂર્ણ કર્યા પશ્ચાત્ પચાસ વર્ષનું આયુષ્ય થાય ત્યારે વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરવો. જ્યારે ચામડી પર કરચલીઓ પડે, વાળ સફેદ થઇ જાય, અને પુત્રને ત્યાં પણ પુત્ર-જન્મ થાય, ત્યારે વાનપ્રસ્થાશ્રમનું વિધાન છે. આ સમયે ગૃહસ્થે પોતાની પત્નીને, પુત્રો પાસે રાખવી, અથવા તો સાથે લેવી. પરંતુ પતિ-પત્ની તરીકેનો સમ્બન્ધ એ આશ્રમથી ત્યાગી દેવાનો છે.

સ્વાદિષ્ટ પદાર્થો, દેખાવ વાળાં વસ્ત્રો, અને મોહક વસ્તુઓનો સર્વથા ત્યાગ કરવો. જુદાજુદા જંગલનાં ધાન્યો, તથા

**વાનપ્રસ્થનાં કર્તવ્યો.** શુદ્ધ તાજાં શાક, ફળફૂલ, કંદાદિ દ્વારા પંચ મહાયજ્ઞો કરવા અને અતિથિનો સત્કાર તથા પોતાનો નિર્વાહ પણ તેના વડેજ ચલાવવો.

સદા સ્વાધ્યાય કરવો, ઇન્દ્રિયોનું દમન કરવું, સૌની સાથે મૈત્રીભાવ રાખવો, વિદ્યાદાન કરવું, જગતના સર્વ જીવો પર દયાભાવ રાખવો, બ્રહ્મચારી રહેવું, પદાર્થોમાં મમતા ન રાખવી. તપશ્ચર્યા, સત્સંગ, યોગાભ્યાસ, તથા સુવિચારથી જ્ઞાન અને પવિત્રતા પ્રાપ્ત કરવાં.

વાનપ્રસ્થીને જ્યારે સન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છા થાય, ત્યારે તેણે સ્ત્રીને પુત્ર પાસે મૂકી દેવી. આયુષ્યનો ત્રીજો ભાગ **સન્યાસ વિધિ** અર્થાત ૫૦ વર્ષથી ૭૫ વર્ષ સુધીનો સમય વાનપ્રસ્થાશ્રમમાં ગાળી, ચોથા ભાગમાં સન્યાસી થવું. જ્યારે પૂર્ણ વૈરાગ્ય પ્રાપ્ત થાય ત્યારે સન્યાસ ગ્રહણ કરવો. સન્યાસીએ પુત્ર, ધન, યશ આદિની ઇચ્છાનો ત્યાગ કરીને બ્રહ્મ પ્રાપ્તિ માટે તથા સંસારની અવિદ્યા દૂર કરવા માટે પ્રયત્ન કરવા. અને વેદ વિદ્યાદ્વારા સંસારનાં દુઃખો દૂર કરવા પ્રયત્ન કરતા રહેવું.

સન્યાસીએ ભૂત સર્વ અર્થાત પ્રાણી માત્રનું ભલું કરવા પ્રયત્ન કરવો. સદા સાચું બોલવું. સત્ય ગ્રહણ કરી અસત્યનો **સન્યાસીનાં કર્તવ્યો** ત્યાગ કરવો. સન્યાસીપર કોઇ ક્રોધ કરે, અગર તેની નિંદા કરે તોપણ તેના

પર સામે ક્રોધ કે નિંદા ન કરતાં તેના કલ્યાણને માટે તેને ઉપદેશ કરવો, એજ સન્યાસીને માટે ઉચિત છે.

ઇન્દ્રિયોને અધર્મ આચરણથી અલગ રાખી, રાગદ્વેષનો ત્યાગ કરી, જગતના સર્વ જીવો સાથે નિર્વૈર વ્યવહાર રાખીને મોક્ષની પ્રાપ્તિ માટેનું સામર્થ્ય સન્યાસીએ વૃદ્ધિંગત કરતા રહેવું. પ્રાણાયામનો અભ્યાસ કરવો. પ્રાણાયામથી આત્મા, અંતઃકરણ અને ઇન્દ્રિયોના દોષોને, ધારણાથી પાપને, પ્રત્યાહારથી સંગદોષને અને ધ્યાનથી હર્ષ, શોક, તથા અવિદ્યા આદિ દોષોને ભસ્મીભૂત કરવા. અર્થાત તેમનો નાશ કરવો. ધ્યાન યોગથી પોતાના આત્માનું, તથા અંતર્યામી પરમાત્માની શક્તિનું નિરીક્ષણ કરવું. સૌ પદાર્થોમાં નિસ્પૃહા અને નિરઆકાંક્ષા હોવી જોઇએ સન્યાસીનું મુખ્ય કર્તવ્ય એ છે, કે તેણે સૌ ગૃહસ્થાશ્રમાદિ આશ્રમવાળાઓને, તેમના સર્વ પ્રકારના વ્યવહારોનો સત્ય નિશ્ચય કરાવી, અધર્મ યુક્ત વ્યવહારોથી છોડાવી, તેમનાં સર્વ સંશયોને દૂર કરીને, તેમને ધર્મયુક્ત વ્યવહારોમાં પ્રવૃત કરવા.

જેમ શરીરમાં મસ્તકની આવશ્યક્તા છે, તેમ આશ્રમોમાં સન્યાસાશ્રમની આવશ્યક્તા છે.કારણકે એ આશ્રમ વિના વિદ્યા **સન્યાસ ગ્રહણની** અને ધર્મની વૃદ્ધિ થતી નથી. અન્ય **આવશ્યકતા** આશ્રમીઓને, વિદ્યા ગ્રહણ, ગૃહકર્મ,અને તપશ્ચર્યાદિ કર્મો કરવાનાં હોવાથી તેમને ઉપદેશ આપવાનો

અલ્પ સમય મળી શકે છે. તેથી તેઓ ધર્મ તથા પરોપકારના કાર્યમાં વધુ ભાગ લઇ શકતા નથી. જ્યારે સન્યાસીઓ આ કાર્ય ઉત્તમ રીતે પાર પાડી શકે છે.

પક્ષપાતનો ત્યાગ કરવો, એ બીજા આશ્રમોને માટે દુષ્કર છે, જ્યારે સન્યાસીને માટે તે સુલભ છે.

જેમ સન્યાસીઓ સર્વતોમુક્ત થઇને જગતનું કલ્યાણ કરી શકે છે, તેમ અન્ય આશ્રમીઓ કરી શકતા નથી. કારણકે સન્યાસીને સત્ય વિદ્યાથી પદાર્થોના વિજ્ઞાનની ઉન્નતિ માટે જેટલો અવકાશ મળે છે, તેટલો અન્ય આશ્રમીઓને મળતો નથી. પરંતુ બ્રહ્મચર્યાશ્રમથી સન્યસ્ત ધારણ કરીને, સત્ય શિક્ષાના ઉપદેશથી જગતની જે ઉન્નતિ સાધી શકાય છે, તેવી ઉન્નતિ ગૃહસ્થાશ્રમથી કે વાનપ્રસ્થાશ્રમથી સન્યસ્ત લઇને કદીપણ સાધી શકાતી નથી.

સન્યાસીને દેશાટન માટે પણ અધિક સમય મળી શકે છે, જ્યારે અન્ય આશ્રમીઓને તેટલો સમય મળી શકતો નથી.

**ભિન્ન ભિન્ન આશ્રમોનાં કર્તવ્યો**

વિદ્યા-પ્રાપ્તિ માટે, તથા બળનો સંચય કરવા માટે બ્રહ્મચર્યાશ્રમ, સર્વ પ્રકારના ઉત્તમ વ્યવહાર સિદ્ધ કરવા માટે ગૃહસ્થાશ્રમ, વિચાર, ધ્યાન, અને જ્ઞાનની વૃદ્ધિ કરવા માટે વાનપ્રસ્થાશ્રમ, તથા વેદાદિ સત્ય શાસ્ત્રોનો પ્રચાર, ધર્મપૂર્ણ વ્યવહારોનો પ્રસાર,

ઇત્યાદિ કાર્યો માટે, સત્યોપદેશ કરવા માટે તેમજ સર્વને નિઃસંદિગ્ધ કરવા માટે સન્યાસાશ્રમ છે.

જે સન્યાસી થઇને સન્યાસના મુખ્ય ધર્મ-સત્યોપદેશ, પરોપકાર આદિનું પાલન નથી કરતો, તે સાચો સન્યાસી નથી. સન્યાસીનું કર્તવ્ય એ છે, કે તેણે સત્યોપદેશ, શંકા સમાધાન, વેદાદિ શાસ્ત્રોનું અધ્યયન અને વેદોક્ત ધર્મની વૃદ્ધિ કરી સમસ્ત જગતની ઉન્નતિ સાધવાના પ્રયત્ન કરવા.

# છઠ્ઠો સમુલ્લાસ

## રાજધર્મ વિષય

રાજ્ય-વ્યવસ્થા ઉત્તમ રીતે ચલાવવા માટે રાજા, રાજ-સભાઓ, મંત્રીઓ ન્યાયાલયો, રાજદૂતો, ગુપ્તચરો, રાજ્ય-કર્મચારીઓ, સંગ્રામ આદિની વ્યવસ્થા, તથા સેના અને સેનાપતિઓ આદિની આવશ્યક્તા છે.

આ સામાં રાજા મુખ્ય છે. વેદમંત્રો અનુસાર પ્રજા રાજાને ચુંટી પસંદ કરે છે, તેમજ ધારે તો તેને હટાવી પણ

રાજા શકે છે. જે પ્રજામાં સર્વશ્રેષ્ઠ હોય, શત્રુઓને જીતી શકે તેવો હોય, પ્રશંસનીય ગુણ-કર્મ-સ્વભાવ વાળો હોય, સત્કારણીય હોય, શરણ્ય હોય અને પરમ સુશિક્ષિત હોય તેને રાજા તરીકે ચુંટવો.

જે વિદ્યુત સમાન શીઘ્રતાથી ઐશ્વર્યને ઉત્પન્ન કરવા વાળો હોય, વાયુ સમાન સર્વને પ્રાણ સમાન પ્રિય હોય, પક્ષપાત રહિત ન્યાયાધીશ સમાન સર્વ પ્રત્યે જેનું વર્તન

હોય, સૂર્ય સમાન ન્યાય, ધર્મ, અને વિદ્યાનો પ્રકાશક તથા અંધકાર અર્થાત અવિદ્યા અને અન્યાયનો વિરોધક હોય, અગ્નિ સમાન દુષ્ટોને ભસ્મ કરનાર હોય, વરૂણ સમાન દુષ્ટોને અનેક પ્રકારથી બાંધવા વાળો હોય, ચંદ્ર સમાન શ્રેષ્ઠ પુરૂષોને આનંદ આપવા વાળો હોય અને ધનાધ્યક્ષ સમાન કોષને પૂર્ણ કરવાવાળો હોય, એવા પુરૂષને રાજા તરીકે ચૂંટવો જોઈએ. રાજા રાજ્ય વ્યવસ્થા અનુસાર રાજસભાને આધીન હોવો જોઇએ. આવા રાજાએ રાજ્ય-કાર્યો સ્વતંત્ર રીતે નહિ પરંતુ રાજસભાની સંમતિથી કરવાં.

ઋગ્વેદ મંડલ ૩ સૂક્ત ૩૮ નો છઠ્ઠો મંત્ર રાજ્ય સભાઓના સમ્બન્ધમાં છે કેઃ—

त्रीणि राजाना विदथे पुरुणि परि
विश्वानि, भूपथः सदाँसि ॥

અર્થાત્-રાજા અને પ્રજાના પ્રતિનિધિઓએ એકત્ર થઇને, સુખની પ્રાપ્તિ માટે, જ્ઞાનની વૃદ્ધિ માટે, તથા રાજા અને પ્રજા વચ્ચેના પવિત્ર ચિરસ્થાયી સમ્બન્ધના સંરક્ષણ માટે ત્રણ સભાઓ જેવી કે વિદ્યા આર્યસભા, ધર્મ આર્ય સભા અને રાજ્ય આર્યસભા નિયત કરીને સર્વ પ્રકારના સર્વ પ્રજાકીય મનુષ્યોને સઘળી વિદ્યા, ધર્મ સ્વાતંત્ર્ય, સુશિક્ષા અને ધન આદિથી અલંકૃત કરવા.

મહાવિદ્વાનોને વિદ્યા આર્યસભાના સભાસદ, ધાર્મિક વિદ્વાનોને ધર્મ આર્યસભાના સભાસદ,તથા પ્રશંસનીય ધાર્મિક

**ત્રણે સભાના સભાસદો તથા સભાપતિનાં ગુણ**

અને રાજકાર્ય કુશળ પુરૂષોને રાજ આર્યસભાના સભાસદ બનાવવા જોઇએ. અને એ સર્વમાં જે ઉત્તમ ગુણ–કર્મ–સ્વભાવ યુક્ત મહાન પુરૂષ હોય, તેને રાજ-સભાના સભાપતિ તરીકે સ્થાપિત કરવો જોઇએ.

સભાસદ અને સભાપતિ ત્યારેજ થઇ શકે, જ્યારે તેને વેદોનું જ્ઞાન, દંડનીતિ, ન્યાય–વિદ્યા, આત્મવિદ્યા આદિનું સંપૂર્ણ જ્ઞાન હોય. સભાસદ તથા સભાપતિએ જીતેન્દ્રિય બની સદા ધર્મમાં પ્રવૃત્ત રહેવું, અધર્મથી દૂર રહેવું, તથા દૃઢ ઉત્સાહી બનીને કામ ક્રોધથી ઉત્પન્ન થતાં દુષ્ટ વ્યસનોનો ત્યાગ કરવો.

**સભ્યોની સંખ્યા**

ઓછામાં ઓછા દશ વિદ્વાનો અથવા તેથી પણ ઓછા હોય, તો ત્રણ વિદ્વાનોની સભા જે વ્યવસ્થા કરે, તેનું ઉલ્લંઘન ન કરવું.સભાના સભાસદો વેદના જાણકાર, ન્યાયશાસ્ત્રમાં પારંગત, તેમજ મીમાંસા, નિરુક્ત, ધર્મશાસ્ત્ર, આદિના જ્ઞાતા હોવા જોઇએ. સંક્ષેપમાં આ ત્રણે સભામાં સદા વિદ્વાન, ધાર્મિક અને સજ્જનોને સ્થાન આપવું જોઇએ.

**રાજસભાઓ તથા પ્રજાનો પરસ્પર સંબંધ**

કોઈ એક વ્યકિતને રાજ્યનો સ્વતંત્ર અધિકાર સોંપવો ન જોઇએ. કિન્તુ રાજા જે સભાપતિછે, તેને આધીન સભા તથા પ્રજાને આધીન રાજા રહે એવી વ્યવસ્થા રાખવી જોઇએ. જો રાજા અથવા રાજવર્ગ પ્રજાથી સ્વતંત્ર હોય, તો પ્રજાનો

નાશ થઈ જાય છે. એકલો રાજા પણ કોઈ વાર ઉન્મત થઇને પ્રજાનો નાશ કરે છે. આ કારણથી રાજ્ય–શકટની ધુરા કોઈ એક વ્યકિતના હાથમાં સ્વતંત્ર ન હોની જોઇએ.

**નિયમો અર્થાત કાયદા**

ઉપરોકત ત્રણે સભાની સંમતિથી રાજનીતિના ઉત્તમ નિયમો ઘડવા. અને સર્વેએ આ નિયમોનું પાલન થાય એવું વતન રાખવું સર્વ હિતકારક કાર્યોમાં સભાસદોએ પોતપોતાની સંમતિ આપવી

**રાજ આજ્ઞા**

ઉપરોકત પ્રત્યેક સભા–મંડલમાં એક મુખ્ય સભાસદ હોવો જોઇએ. અને તેણે રાજ્ય–સભાનાંકાર્યોનું નિર્વાહન કરવું જોઇએ. આ મુખ્ય સભાસદને તથા અન્ય સભાસદોને રાજાએ આજ્ઞા આપવી, કે "હે સભાના યોગ્ય અને મુખ્ય સભાસદ ! તું મારી સભાની ધર્મયુકત વ્યવસ્થાનું પાલન કર. અને અન્ય યોગ્ય સભાસદો ! તમે પણ સભાની વ્યવસ્થાનું પાલન કરો." આવા પ્રકારની રાજ આજ્ઞા સમ્બન્ધમાં અથર્વ વેદનો નીચેનો મંત્ર અવશ્ય યાદ રાખવો.

सभ्य ! सभां मे पाहि
येच सभ्याः सभासदः ॥ का. १९ । वर्ग ५५ । ६ ॥

અર્થાત્–રાજાએ દરેક સભાસદને આજ્ઞા કરવી, કે (सभ्य) સભાને યોગ્ય હે મુખ્ય સભાસદ ! તું (मे) મારી (सभाम्) સભાનું ધાર્મિક અને નૈતિક વ્યવસ્થા વડે (पाहि) રક્ષણ કર, અને (येच) જે (सभ्याः) સભાને યોગ્ય

(सभासदः) બીજા સભાસદો છે, તે પણ વ્યવસ્થા વડે સભાનું પાલન કરે.

પોતાના રાજ્ય અર્થાત્ સ્વદેશના વેદાદિ શાસ્ત્રોને જાણનાર હોય, શૂરવીર હોય, જેઓનું લક્ષ્ય કદી નિષ્ફળ થતું ન હોય, **મંત્રી મંડળ** કુલિનહોય, સુપરિક્ષિત હોય, તથા ઉત્તમ ધાર્મિક અને ચતુર હોય એવા સાત કે આઠ મંત્રી નિયત કરવા. કારણ કે સહકાર અને સહાય (શ્રમ વિભાગ) વિના સુગમ કાર્ય પણ એકને માટે કઠિન થઇ પડે છે, તો મહાન રાજ્ય-કર્મ એકથી તો કેમજ થાય ? આ કારણથી કોઇ એકનેજ રાજ્યસત્તા આપી દેવી અને એકનીજ બુદ્ધિ પર રાજ્ય-કાર્યનો આધાર રાખવો એ યોગ્ય નથી. માટે મંત્રી મંડળ નીમવાની અતિ આવશ્યકતા છે.

રાજાએ પોતે આ મંડળના સભાપતિ થઇને રાજ-કર્મોમાં કુશળ વિદ્વાન મંત્રીઓ સાથે નિમ્ન લિખિત છ વિષયોનો નિત્ય પ્રતિ વિચાર કરવો.

૧ સન્ધિ, અર્થાત્ કોઇ રાષ્ટ્રથી મિત્રતા કરવી તે.

૨ વિગ્રહ, અર્થાત્ કોઇ રાષ્ટ્રથી વિરોધ કરવો તે.

૩ સ્થિતિ, અર્થાત્ સમયને જોઇને ચુપચાપ રહેવું તે.

૪ સમુદાય, અર્થાત્ પોતાના રાષ્ટ્રનો જ્યારે ઉદય દેખાય, ત્યારે શત્રુ પર ચડાઈ કરવી તે.

૫ ગુપ્તિ અર્થાત્ રાજસેના તથા કોષ આદિની રક્ષા કરવી તે.

૬ લબ્ધ પ્રશમન અર્થાત્ જે જે દેશ જીતાયાં હોય, તેમાં શાન્તિ સ્થાપીને ઉપદ્રવ રહિત કરવા તે.

સભાપતિ રાજાએ મંત્રીઓના પૃથક્ પૃથક્ વિચારો તથા અભિપ્રાયો સાંભળવા, જાણવા અને બહુમતિ દ્વારા જે કાર્ય પોતાનું તથા અન્યોનું હિત કરવાવાળું હોય તે કરવું.

**નગર સભા**

મોટા મોટા નગરોમાં વિચારોની આપ લે કરવા વાળી એક એક સભા હોવી જોઇએ. સભાગૃહ સુંદર, ઉચ્ચ, અને વિશાળ બનાવવું જોઇએ. આ સભામાં મોટા મોટા વિદ્યાવૃદ્ધ, કે જેમણે અનુભવ પૂર્વક સર્વ પ્રકારનું જ્ઞાન મેળવ્યું હોય, તેમણે સાથે બેસીને વિચારોની આપલે કરવી. જે નિયમોથી રાજા પ્રજા ઉભયનું કલ્યાણ સાધી શકાય, એવા નિયમો ઘડવા, અને નગરમાં વિદ્યાના પ્રકાશનો ફેલાવો કરવો.

**ન્યાયાલય**

મુખ્ય ન્યાયાધીશ સર્વ વિદ્યાઓમાં પૂર્ણ વિદ્વાન હોવો જોઇએ. ન્યાય સભામાં ન્યાય વિચાર પૂર્વક થવો જોઇએ. ન્યાય વ્યવસ્થા માટે ન્યાયાલયમાં ધાર્મિક, વિદ્વાન, નિષ્કપટી, નિર્લોભી અને સત્યવાદીઓનેજ સાક્ષી તરીકે સ્વીકારવા જોઇએ. બંને પક્ષના સાક્ષીઓને સાંભળીને સત્યપક્ષ અનુસાર ન્યાય કરવો જોઇએ. વિશુદ્ધ ન્યાય-તોળવાની જરૂર પડે તો જુઠા સાક્ષી પ્રત્યે કડક પગલાં લેતાં પણ અચકાવું નહિ.

જેનાં જેટલાં જ્ઞાન અને પ્રતિષ્ઠા, તેને અપરાધ માટે તેટલા પ્રમાણમાં વિચાર પૂર્વક દંડ ( શિક્ષા) આપવો.

**શસ્ત્રાસ્ત્ર સેના તથા દુર્ગ**

રાષ્ટ્રમાં, આગ્નેયાદિ અસ્ત્ર, શતઘ્ની અર્થાત્ તોપ, ભુસુંડી અર્થાત્ બંદુક, ધનુષ્યબાણ તથા તલવાર આદિ શસ્ત્ર શત્રુઓને રોકવા માટે તથા શત્રુઓને પરાજિત કરવા માટે રાખવાં જોઇએ. રાષ્ટ્રની સેના પ્રશંસનીય હોવી જોઇએ, કે જેથી સદા વિજય થાય. સર્વે સેના અને સેનાપતિઓ ઉપર મુખ્ય સેનાપતિને સ્થાપિત કરવો જોઇએ.

સ્થલ-યુદ્ધ માટે રથ, અશ્વ, હાથી, પદાતિ, (પ્યાદલ) તથા શસ્ત્રાસ્ત્રોનો, જલ-યુદ્ધ માટે નાકાઓ અને વહાણોનો, તથા આકાશ-યુદ્ધ માટે વિમાન આદિનો રાજાએ પ્રબંધ કરવો. સર્વ રાજ-પુરૂષોને યુદ્ધ-વિદ્યા શીખવવી, પ્રતિદિન પ્રાતઃકાળે રાજાએ સેનાધ્યક્ષની મુલાકાત લેવી, અને તેને હર્ષિત તથા ઉત્તેજિત કરતા રહેવું. આમ સેના આદિ પર પોતાની ખાસ દેખરેખ રાખવી.

રાજાએ રાષ્ટ્રમાં દુર્ગ પણ બનાવવા. કારણકે દુર્ગથી અધિક લાભ થાય છે. દુર્ગમાંનો એકપણ, વીર ધનુર્ધારી, કે શસ્ત્રયુક્ત વીર પુરૂષ બહારના અનેક સાથે યુદ્ધ કરી શકે છે.

દુર્ગ, શસ્ત્રાસ્ત્ર, ધનધાન્ય, વાહન, કારીગર, ઘાસચારો, તથા જળ આદિથી પરિપૂર્ણ હોવો જોઇએ.

**રાજાનો સૈનિકો સાથેનો વ્યવહાર**

રાજાએ લશ્કરી યોદ્ધાઓને, સૌએ મેળવેલા ધનમાંથી ભાગ આપવો જોઇએ. જો કોઈ, યુદ્ધમાં મરી ગયું હોય, તો તેની સ્ત્રી તથા સન્તાનોને તે ભાગ આપવો. એટલુંજ નહિ પરંતુ તેની સ્ત્રી તથા અસમર્થ સન્તાનોનું યથાવત્ પાલન કરવું. જ્યારે તેનાં સન્તાનો સમર્થ થાય, ત્યારે તેમને યથાયોગ્ય અધિકાર પણ આપવો.

જે પોતાના રાજ્યની વૃદ્ધિ, પ્રતિષ્ઠા, અને વિજય ઇચ્છે, તેણે આ મર્યાદાનું ઉલ્લંઘન કદી પણ કરવું નહિં.

યુદ્ધ સમયે સૈનિકોને ઉત્તેજન આપીને તેમને હર્ષિત કરતા રહેવું. અને યુદ્ધ ન હોય ત્યારે તેમને યોગ્ય પુરસ્કાર આપીને ઉત્સાહિત કરતા રહેવું.

**રાજદૂત**

જે પ્રશંસિત કુળમાં ઉત્પન્ન થયો હોય, ચતુર હોય, પવિત્ર હોય, હાવભાવ અને ચેષ્ટાથી જે અંતરની વાતને જાણી લેવાવાળો હોય, દૂરદર્શી હોય, તેમજ સર્વ શાસ્ત્રોમાં વિશારદ હોય, એવા પુરુષને રાજદૂતના સ્થાન પર નિયત કરવો જોઇએ. જે રાજ્ય-કાર્યમાં અત્યંત ઉત્સાહી હોય, દેશકાળને જાણવાવાળો હોય, તેમજ નિર્ભય અને ઉત્તમ વક્તા હોય, તેવો પુરૂષ રાજદૂતને માટે યોગ્ય છે. રાજદૂતમાં ફૂટ કિંવા કુસંપમાં સંપ કરાવવાનું તેમજ મળી ગએલા શત્રુઓને અને દુષ્ટોને તોડી ફોડી નાખવાનું સામર્થ્ય હોવું જોઇએ.

સભાપતિ રાજાએ સર્વ સભાસદ તથા રાજદૂત આદિથી

અન્ય રાજાઓ તથા વિરોધી રાજ્યોની હકીકતો, અભિપ્રાયો આદિ બાબતોથી વાકેફ રહીને એવું વર્તન રાખવું કે જેથી પોતાપર કંઈ કષ્ટનો સમય ન આવે.

**ગુપ્તચર**

રાષ્ટ્રમાં સભાપતિ બે હોવા જોઇએ. જેમાંનો એક રાજ્ય-સભામાં રાજ્ય-કાર્ય કરે, અને બીજો એક સ્થળેથી બીજે સ્થળે ફરતો ફરતો સર્વ ન્યાયાધીશો આદિ રાજપુરૂષોના કાર્યનું નિરીક્ષણ કરે. આ પ્રવાસી સભાપતિએ સર્વ ગુપ્તચર વિભાગ પોતાને હસ્તક રાખવો: અને તેમના દ્વારા રાજપુરૂષો તથા પ્રજા પુરૂષોના ગુણદોષથી ગુપ્ત રીતે માહીતગાર થતા રહેવું. આ રીતે તેણે અપરાધીને દંડ તથા ઉત્તમ કાર્ય કરનારને યોગ્ય પુરસ્કાર આપવાનું ચૂકવું નહિ.

**રાજ્ય-કર્મચારી વર્ગ**

જેટલા મનુષ્યોથી કાર્ય સિદ્ધ થઈ શકે તેટલા આળસ રહિત, બળવાન, અને ચતુર પુરૂષોને અધિકારી પદે નિયત કરવા. રાજા જેને પ્રજાની રક્ષાનો અધિકાર આપે, તે ધાર્મિક, સુપરિક્ષિત, કુલિન, તેમજ વિદ્વાન હોવા જોઇએ. આ અધિકારીઓની સત્તા હેઠળ મોટાં કાર્યો માટે શૂરવીર, બળવાન, કુલિન, તેમજ પવિત્ર માણસો નિયુક્ત કરવા, અને તેમનાથી ઉતરતી પંક્તિના માણસો હોય તેમને, નાનાં કાર્યો વાસ્તે નિયત કરવા. તેની સાથે રાજ્યમાંના લુચ્ચા તેમજ ડાકુઓને પણ ડાકુઓના એજ અધિકારીઓના તાબામાં

પગારદાર નોકરો તરીકે રાખી લેવા. અને તેમને પ્રજાની રક્ષાના કાર્યમાં ગોઠવી દેવા.

અધ્યક્ષનું કામ એ છે કે અન્ય રાજ-પુરૂષો નિયમસર કાર્ય કરે છે કે નહિ, તેનું નિરીક્ષણ કરવું. નિયમસર કાર્ય કરનારનો સત્કાર અને તેથી વિરૂદ્ધ વર્તનારને યથાવત્ દંડ કરવાનું પણ તેણે લક્ષમાં રાખવું.

**યુદ્ધમાં શસ્ત્રપાત કોના પર ન કરવો?** યુદ્ધમાં અહીં તહીં ઉભેલા, નપુંસક, હાથ જોડી ઉભેલા, બેઠેલા, શરણાગત, સૂતેલા, મૂર્છિત, નગ્ન, આયુધ રહિત, યુદ્ધને જોવા વાળા, દુઃખી, અત્યંત ઘાયલ, યુદ્ધના પ્રહારથી પીડિત, ડરી ગએલા તથા ભાગતા ઉપર કદી પણ શસ્ત્રપ્રહાર કરવો નહિ.

**યુદ્ધમાં પકડાયેલા શત્રુ સાથે વ્યવહાર** યુદ્ધમાં પરાજિત થએલા શત્રુને પકડી લેવા. જેઓ સ્વસ્થ તેમજ સારા હોય, તેમને કારાગૃહમાં રાખીને ભોજન આચ્છાદન આદિની યથાવત્ વ્યવસ્થા કરી આપવી. ઘાયલ થએલાઓ માટે ઔષધોપચાર કરાવવા. તેમને દુઃખ ન દેવું, પરંતુ યોગ્ય કાર્ય કરાવવું. આ બાબત પર ખાસ લક્ષ રાખવું, કે સ્ત્રી, બાળક, વૃદ્ધ, આહત તથા શોકયુક્ત પુરૂષોપર શસ્ત્ર કદી પણ ચલાવવાં નહિ. તેમનાં સંતાનોને પોતાનાં સંતાન વત્ પાળવાં, તેમની સ્ત્રીઓને પોતાની માતા કે ભગિનિ સમાન સમજવી. જ્યારે રાજ્ય વ્યવસ્થિત થઈ જાય ત્યારે જેમની સાથે પુનઃ યુદ્ધ થવાની આશંકા ન રહે તેમને

સત્કાર પૂર્વક છોડીને, તેમને દેશ, અથવા ઘેર મોકલી આપવાં. અને જેમનાથી ભવિષ્યમાં વિઘ્ન આવવાનો સંભવ હોય, તેમને સદા કારાગારમાં રાખવા.

**પરાજિત રાજા અને તેનું કાર્ય**

જે ધાર્મિક રાજા હોય, તેનાથી રાજાએ કદી પણ વિરોધ ન કરવો. પરંતુ તેનાથી હળી-મળીને અને સલાહસંપથી ચાલવું. દુષ્ટ રાજા ગમે તેટલો પ્રબળ હોય તોપણ તેને પરાજિત કરવા માટે, સર્વ પ્રકારના પ્રયત્નો કરવા, અને તેનું રાજ્ય લઈ લેવું. પછી જ્યારે ઉચિત સમય આવે, ત્યારે તેના વંશના કોઈ ધાર્મિક પુરુષને વિજિત દેશનો રાજા બનાવવો. અને તેની પાસેથી લિખિત કબુલાતપત્ર કરાવવું, કે તમારે અમારી આજ્ઞા અનુસાર ચાલવું, અને ન્યાયથી પ્રજાનું પાલન કરવું. ઉપરાંત તેની પાસે એવા માણસો રાખવા, કે જેથી તે પુનઃ ઉપદ્રવ ન કરી શકે.

પરાજિત રાજાને કદી દુઃખ ન દેવું.

જે રાજપુરુષો કે રાજકર્મચારીઓ લાંચ લઈને અન્યાય કરે તેમનું સર્વસ્વ હરણ કરી લેવું. અને તેમને યોગ્ય દંડ આપવો. આમ કરવાથી અન્ય રાજ્ય-કર્મચારીઓને શિક્ષા આપી શકાશે અને તેઓ દુષ્ટ કાર્ય કરતા અટકશે.

**રાજ્ય-કર્મચારીઓનું વેતન**

રાજ્ય-કર્મચારીઓનું જેથી સુખ પૂર્વક ગુજરાન ચાલી શકે, તેટલું વેતન તેમને આપવું. જે વૃદ્ધ થઈ જાય, તેમને અર્ધું વેતન આપીને નિવૃત્તિ આપવી. તેના મૃત્યુ પછી પણ તેની સ્ત્રી, સંતાન આદિનું પાલન કરવું.

સંતાન સમર્થ થાય ત્યારે તેને યોગ્ય અધિકાર–આપવો. પરંતુ જો સ્ત્રી અને સંતાન કુકર્મી હોય, તો તેમને કશું પણ આપવું નહિ.

રાજાએ આસ પુરૂષો દ્વારા વાર્ષિક કર વસુલ કરવો.

**રાજ્ય કર** જે પ્રકારથી રાજા, રાજ–પુરૂષો, તથા પ્રજાજનો સુખપૂર્વક રહી શકે, એવા પ્રકારથી યોગ્ય વિચાર કરીને રાજા તથા રાજ્ય–સભાએ, રાજયમાં કરનું પ્રમાણ રાખવું.

રાજા પોતે કરના તેટલાજ અંશનો ભોગ કરે, જેટલો તેના માટે નિયત થએલો હોય. રાજા પ્રજા પાસેથી કર એવી રીતે લે, કે જેથી ખેડુત આદિ ખાવાપીવા વગરના ગરીબ થઇ જઇને દુઃખી ન થાય. કારણકે પ્રજાના સુખ અને ઉન્નતિમાંજ રાજાની ઉન્નતિ અને સુખ સમાયલાં છે. રાજાએ પ્રજાને સંતાનવત્ સમજવી. પ્રજાની સાધારણ સંમતિ વિરૂદ્ધ રાજા કે રાજપુરૂષની નીમણુંક ન થવી જોઇએ.

# સાતમો સમુલ્લાસ.

### ઇશ્વર, જીવ અને વેદ.

**ઇશ્વરનું સ્વરૂપ**

ઇશ્વર દિવ્ય ગુણ–કર્મ–સ્વભાવ વાળો અને વિદ્યાયુક્ત છે. એમાં પૃથ્વી અને સૂર્યાદિ લોક સ્થિત છે. એ આકાશ સમાન વ્યાપક છે. અને દેવોનો દેવ અર્થાત મહાદેવ છે. સર્વ જગતની ઉત્પતિ, સ્થિતિ અને પ્રલયનો કર્તા ન્યાયાધીશ તથા સૌનો અધિષ્ઠાતા છે. સર્વ જગતમાં વ્યાપ્ત તથા તેનો નિયંતા છે. સૌથી પૂર્વ વિદ્યમાન, સર્વ જગતનો પતિ, તથા સનાતન જગત્કારણ છે. તે સૂર્ય સમાન સર્વ જગતનો પ્રકાશક છે. તે નથી લેતો જન્મ કે નથી પામતો મૃત્યુ. વેદોનો પ્રકાશક, કર્મ ફળ દાતા, પૂર્ણ–સ્વરૂપ, નિરાકાર, ન્યાયકારી, દયાળુ, સર્વ શક્તિમાન, સર્વાન્તર્યામી, તથા જગત્સ્વામિ છે.

**ઇશ્વરનું હોવું.**

ઇશ્વરના અસ્તિત્વ વિષે નીચે લખ્યા પ્રમાણો છે. ૧. ઇશ્વર પ્રત્યક્ષદ્વારા પણ જાણી શકાય

છે. પ્રત્યક્ષ તેને કહે છે, કે જેનું જ્ઞાન તેના યોગ્ય સાધનદ્વારા થાય છે. એ યાદ રાખવું જોઇએ કે ઇન્દ્રિયો તથા મનથી ગુણોનું પ્રત્યક્ષ થાય છે ગુણીનું નહિ. જેવી રીતે ત્વચા આદિ ઇન્દ્રિયોથી સ્પર્શ, રૂપ, રંસ, ગંધનું પ્રત્યક્ષ થાય છે તેમ. પૃથિવી જે ગુણી અર્થાત ગુણોનો આધાર છે, તેનું પ્રત્યક્ષ તો આત્મા યુક્ત મનાદિથી થાય છે. એવી રીતે આ પ્રત્યક્ષ સૃષ્ટિમાં રચના વિશેષ આદિ તથા જ્ઞાન આદિ ગુણોનું પ્રત્યક્ષ થવાથી પરમેશ્વરનું પણ પ્રત્યક્ષ થાય છે.

૨. જ્યારે જીવાત્મા 'મન' ને, અને 'મન' 'ઇન્દ્રિયોને' કોઇ કામમાં લગાડે છે, અથવા જે ક્ષણે ચોરી આદિ ખરાબ કર્મોનો અથવા પરોપકાર આદિ શુભ કર્મોનો આરંભ કરે છે, તે ક્ષણે આત્માની અંદર ખરાબ કર્મો કરવા સમયે ભય, શંકા, અને લજ્જા, તથા શુભ કર્મો કરવા સમયે અભય, નિશંકતા, અને આનન્દોત્સાહ ઉત્પન્ન થાય છે. આ લાગણીઓ જીવાત્મા દ્વારા નહિ, પરંતુ પરમાત્મા દ્વારા ઉત્પન્ન થાય છે. અને એથી પણ પરમાત્માની સત્તા પ્રતીત થાય છે.

૩. આવી રીતે કોઇપણ જીવાત્મા શુદ્ધ થઇને, પરમાત્માના વિચાર કરવા તત્પર થાય છે. ત્યારે તેને તેજ સમયે બંનેનું પ્રત્યક્ષ થાય છે. પરમાત્માની સત્તાનું 'આ ત્રીજું પ્રમાણ છે.

૪. એજ પ્રમાણે પરમાત્માનું જ્ઞાન, અનુમાન–પ્રમાણ તથા વેદાદિ શાસ્ત્રો દ્વારા પણ થાય છે.

કોઇ એક પદાર્થને જોઇને બે પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. જેવો તે પદાર્થ છે, તે વિષેનું અને બીજું તેની

રચના આદિ જોઇને તેના બનાવવાવાળાનું. એને અનુમાન પ્રમાણ કહે છે. જ્યારે આપણે કોઇ આભૂષણને જોઇએ છીએ ત્યારે આપણે જાણીએ છીએ, કે તે સુવર્ણનું છે, અને તેને કોઈ બુદ્ધિમાન કારીગરે બનાવ્યું છે. આ પ્રમાણેજ નાના વિધ પ્રકારની રચનાવાળી સૃષ્ટિ પણ તેને બનાવવાવાળા પરમાત્માને સિદ્ધ કરે છે.

**ઇશ્વરની વ્યાપકતા.**

ઇશ્વર વ્યાપક છે. તે કોઇ દેશમાં વિશેષરૂપે નથી. જો આપણે તેને એકજ દેશમાં રહેનારો માની લઈએ, તો તે સર્વાન્તરયામી, સર્વજ્ઞ, સર્વ નિયંતા, સર્વનો સૃષ્ટા, સર્વનો ધર્ત્તા અને પ્રલય કર્ત્તા ન થઇ શકે. કારણકે જે દેશમાં કર્ત્તા નથી તે દેશમાં ક્રિયા થવી અસંભવિત છે.

**ઇશ્વર દયાયુ અને ન્યાય કારી છે.**

કોઇવાર પ્રશ્ન કરવામાં આવે છે, કે ઇશ્વર દયાળુ પણ હોય, અને ન્યાય કારી પણ હોય તો તે બંને ગુણો સાથે સાથે શી રીતે સંભવી શકે ? કારણકે આ તત્વો પરસ્પર વિરોધી છે. જો તે ન્યાય કરે, તો દયા ન રહે, અને દયા કરે, તો ન્યાય ન રહે. કારણ ન્યાય તેને કહે છે કે જેથી કર્માનુસાર ન્યુનાધિકતા રહિત, ફળ અપાય. અને દયા તેને કહે છે, કે જેથી અપરાધીને દંડ મળ્યા વિના મુક્તિની પ્રાપ્તિ થઇ શકે.

આ ગુંચવણ ભરેલા જણાતા પ્રશ્નનો ઉત્તર એ છે, કે ન્યાય અને દયામાં નામ માત્રનોજ ભેદ છે.. કારણ કે જે પ્રયોજન ન્યાયથી સિદ્ધ થાય છે, તેજ દયાથી પણ સિદ્ધ થાય છે. દંડ દેવાનું પ્રયોજન એ છે કે મનુષ્ય અપરાધ

મુકત કર્મોથી દૂર રહીને દુઃખી ન થાય. અને દયાનું પ્રયોજન એ છે કે પારકાનાં દુઃખો દૂર થાય. ન્યાય અને દયામાં ભેદ બતાવીને તેનો જે અર્થ કરવામાં આવે છે, તે બરાબર નથી. કારણ કે જેણે જેવો અપરાધ કર્યો હોય, તેને તેવા અપરાધ અનુસાર દંડ આપવો, તેનું નામ ન્યાય છે. આ દંડ જો અપરાધીને ન આપવામાં આવે, તો દયાનો નાશ થઇ જાય. એક અપરાધી લુટારાને છોડી દેવો, એ હજારો ધર્માત્માને દુઃખ દેવા જેવું છે. તો પછી એવી દયાનો અર્થ શો? અને તે શા કામની? લુટારા પર દયા એજ થાય, કે તેને કારાગારમાં નાખીને પાપ કરતો બચાવવો—અટકાવવો. ઉપરાંત તે લુટારાને દંડ આપવામાં પણ હજારો મનુષ્યો પરની દયાનીજ પ્રતીતિ થાય છે.

જુઓ! ઇશ્વરની પૂર્ણ દયા તો એ છે, કે તેણે પ્રાણીઓનાં પ્રયોજન સિદ્ધ થવા માટે આ જગતમાં સર્વ પ્રકારના પદાર્થો ઉત્પન્ન કર્યા છે. એનાથી મોટી દયા બીજી શી રીતે હોઇ શકે? કોઇને અધિક સુખ અને કોઇને અધિક દુઃખ એવા પ્રકારની જે વ્યવસ્થા જોવામાં આવે છે, તેજ ન્યાયનું પ્રત્યક્ષ પ્રમાણ છે. દયા અને ન્યાયમાં ભેદ એટલોજ છે, કે, જે સર્વને સુખી કરવાની અને દુઃખથી મુકત કરવાની ઇચ્છા અને ક્રિયા છે, તેનું નામ દયા, અને જે બાહ્ય–ક્રિયા અર્થાત બંધન છેદન આદિ યથાવત્ દંડ અપાય છે, તેનું નામ તે ન્યાય. આ બંનેનું પ્રયોજન એજ છે, કે, સર્વને પાપ અને દુઃખથી દૂર અર્થાત્ વિમુકત કરવા.

હવે બીજો પ્રશ્ન લઇએ. ઇશ્વર સાકાર છે કે નિરાકાર?

**ઇશ્વર સાકાર છે કે નિરાકાર ?** ઇશ્વર નિરાકાર છે. કેમકે જો તે સાકાર હોય, તો વ્યાપક ન હોઇ શકે. અને જો વ્યાપક ન હોય, તો સર્વજ્ઞત્વ આદિ ગુણો પણ તેનામાં ઘટાવી શકાય નહિ. કારણકે પરિમિત વસ્તુમાં ગુણ-કર્મ-સ્વભાવ પણ પરિમિત હોય છે. વળી ઇશ્વર સાકાર હોય તો તેનાં કાન, નાક, આંખ, આદિ અવયવોનો બનાવનાર કોઇ ભિન્ન ચેતન હોવો જોઇએ. કારણકે જે સંયોગથી ઉત્પન્ન થાય છે તેને સંયુક્ત કરનાર કોઇ નિરાકાર ચેતન અવશ્ય હોવો જોઇએ. આવી સઘળી બાબતોથી સિદ્ધ થાય થાય છે, કે ઇશ્વર નિરાકાર છે.

**ઇશ્વર સર્વ શકિત માન છે.** ઇશ્વર સર્વ શકિતમાન છે. કારણકે તે પોતાનાં કાર્યો અર્થાત્ સૃષ્ટિની ઉત્પતિ, સ્થિતિ, તેમજ પ્રલય કરવામાં અને જીવાત્માના પાપ-પુણ્યની યથા યોગ્ય વ્યવસ્થા કરવામાં, તે કોઇ પણ અન્ય પુરૂષની જરાએ સહાય લેતો નથી. તે પોતાના સામર્થ્યથીજ પોતાનું સર્વ કાર્ય પૂર્ણ કરી શકે છે.

**શું ઇશ્વર અવતાર લે છે?** ત્યારે શું ઇશ્વર અવતાર લે છે? નહિ. ઇશ્વર કદી અવતાર નથી લેતો. વેદોમાં પરમાત્માને 'અજ' 'અકાય' અને 'અસ્નાવિર' કહ્યો છે. 'અજ' નો અર્થ જે જન્મ લેતો નથી તે. 'અકાય' નો અર્થ જેને દેહ નથી તે. અને અસ્નાવિરનો અર્થ એ છે, કે જેને સ્નાવા અર્થાત અસ-નાડી નથી તે. આ ત્રણે શબ્દોથી પ્રતીત થાય છે, કે વૈદિક

સિદ્ધાંત અનુસાર પરમાત્માનો જન્મ અર્થાત તેના શરીરનું હોવું સંભવિત નથી. જેનો જન્મ ન હોય, અને જેનું શરીર ન હોય, તેનો આકાર શી રીતે સંભવી શકે? પરત્મા અનંત અને સર્વ વ્યાપક હોવાથી તેનું ગર્ભમાં આવવું કદીપણ સિદ્ધ થઈ શકતું નથી.

એક વસ્તુનું આવવું જવું ત્યાંજ હોઈ શકે, કે જ્યાં તેનું અસ્તિત્વ ન હોય. શું પરમેશ્વર ગર્ભમાં વ્યાપક ન હતો. કે ત્યાં આવ્યો? અને શું તે બહાર ન હતો કે જેથી અંદરથી બહાર આવ્યો? આ કારણથી પરમાત્માનું ગમનાગમન અર્થાત જન્મ અવતાર આદિ હોઈ શકતાં નથી. એથીજ રામ-કૃષ્ણ આદિ ઇશ્વરાવતાર ન હતા. કિન્તુ રાગ, દ્વેષ, ક્ષુધા, તૃષા, ભય, શોક, દુઃખ, સુખ, જન્મ, મરણ આદિ ગુણોથી યુક્ત હોવાના કારણે તે મનુષ્યોજ હતા.

**શું ઇશ્વર પાપની ક્ષમા કરે છે?**

ત્યારે શું ઇશ્વર પાપની ક્ષમા કરે છે ખરો? ના. ઇશ્વર પાપની ક્ષમા નથી કરતો. ઇસાઇ (ખ્રિસ્તી) અને મુસલમાન લોકોની માન્યતા છે, કે ઇસુ પર અને મહમદ પર વિશ્વાસ કરવાથી અને તોબા કરવાથી પરમાત્મા તેમનાં પાપોની ક્ષમા કરે છે. પરંતુ એ વાત સત્ય નથી. કારણકે જો પરમાત્મા પાપની ક્ષમા કરે, તો તેનો ન્યાય નષ્ટ થઇ જાય, અને સર્વ મનુષ્યો મહાપાપી થઇ જાય. કારણકે ક્ષમાની આશાથી પાપી મનુષ્ય પણ પાપ કરવામાં નિર્ભયતા અને ઉત્સાહ અનુભવશે. ઇશ્વરનુ કાર્ય સર્વ કર્મોનું યથાવત ફળ આપવાનું છે.

**ઇશ્વરમાં ઇચ્છા છે?**

જેવી ઇચ્છા જીવમાં છે તેવી ઇશ્વરમાં નથી. ઇચ્છા તેવી વસ્તુની થાય, જે અપ્રાપ્ય હોય, ઉત્તમ હોય, અને જેની પ્રાપ્તિથી સુખ ઉત્પન્ન થાય. ઇશ્વરને કોઇપણ વસ્તુ અપ્રાપ્ત નથી. અને નતો કોઇ વસ્તુ તેનાથી ઉત્તમ છે. વળી ઇશ્વર પૂર્ણ સુખરૂપ હોવાથી તેને સુખની અભિલાષા પણ નથી. આ કારણોથી ઇશ્વરમાં જીવના જેવી ઇચ્છાની સંભાવના નથી.

**જીવ સ્વતંત્ર છે, કે પરતંત્ર?**

પોતાનાં કર્તવ્યોમાં જીવ સ્વતંત્ર છે, અને ઇશ્વરની વ્યવસ્થામાં તે પરતંત્ર છે. જેને આધીન શરીર, પ્રાણ, ઇન્દ્રિયો અને અંતઃકરણ આદિ હોય તેને સ્વતંત્ર કહે છે. જો જીવ સ્વતંત્ર ન હોય, તો તેને પાપ–પુણ્યનું ફળ પ્રાપ્ત થઇ શકતું નથી. જેવી રીતે લશ્કરી સિપાઇ સેનાધ્યક્ષની આજ્ઞા અથવા પ્રેરણાથી યુદ્ધમાં અનેક પુરૂષોને હતપ્રાણ કરીને પણ અપરાધી નથી ઠરતો, તેવીજ રીતે જો પરમાત્માની પ્રેરણાથીજ સર્વ કાર્યો થતાં હોય, તો જીવને પાપ કે પુણ્યની પ્રાપ્તિ થવી ન જોઇએ. કારણ કે અમુક માણસ જ્યારે કોઇને શસ્ત્ર વતી ઠાર કરી નાખે છે, ત્યારે મારનારજ અપરાધી ગણાય છે, અને દંડ ભોગવવાને અપરાધી બને છે, નહિ કે શસ્ત્ર. આવા દાખલાઓ ઉપરથી તત્વ એ ખેંચવાનું છે કે સામર્થ્યાનુકુલ કર્મ કરવામાં જીવ સ્વતંત્ર છે, પરંતુ કર્મફળ ભોગવવામાં તે પરતંત્ર છે.

જીવ અને ઇશ્વર બંને ચૈતન્ય રૂપ છે. બંનેનો સ્વ-

જીવ અને ઇશ્વરનું ભાવ પવિત્ર છે, બંને અવિનાશી છે.
સ્વરૂપ . તેમજ બંને ધાર્મિકતા આદિ ગુણોથી યુક્ત છે. હવે જીવ અને ઇશ્વરમાં પરસ્પર રહેલા ભેદ વિષે વિચાર કરીએ.

૧ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરવો, સમસ્ત બ્રહ્માંડને નિયમમાં રાખવું, જીવોને પાપ-પુણ્યનું ફળ આપવું, આદિ ધર્મયુક્ત કર્મો ઇશ્વરનાં છે તથા સંતાનોત્પત્તિ અને તેમનું પાલન-પોષણ આદિ જગતના વ્યવહારો ચલાવવાનાં કર્મો જીવનાં છે.

૨ ઇશ્વરના ગુણો નિત્ય જ્ઞાન, આનંદ, અને અનંત બળ આદિ છે. ત્યારે જીવના ગુણો ઇચ્છા, દ્વેષ, અને સુખ-દુઃખ આદિ છે.

૩ બ્રહ્મ સર્વવ્યાપક અને સર્વજ્ઞ છે, જ્યારે જીવ અલ્પ પરિમાણી અને અલ્પજ્ઞ છે.

૪ બ્રહ્મ નિત્ય શુદ્ધ, નિત્ય બુદ્ધ, અને નિત્ય મુક્ત છે, જ્યારે જીવ કોઇવાર બદ્ધ અને કોઇવાર મુક્ત હોય છે.

૫ બ્રહ્મ સર્વજ્ઞ અને સર્વવ્યાપી હોવાથી, ભ્રમ અને અવિદ્યા તેનાથી સદા દૂર રહે છે પરંતુ જીવ કોઇવાર વિદ્વાન અને કોઇવાર વિદ્યા હીન હોય છે.

૬ બ્રહ્મને જન્મ-મરણનાં દુઃખોની પ્રાપ્તિ કદી થતી નથી, જ્યારે જીવને તે અવશ્ય થાય છે.

જ્યાં એક વસ્તુ સમાયલી હોય છે તે સ્થાનમાં અન્ય

**ઇશ્વર અને જીવનો પરસ્પર સમ્બન્ધ**

વસ્તુનો સમાવેશ થઈ શકતો નથી. માટે જ્યાં જીવ છે ત્યાં પરમેશ્વરની સત્તા શી રીતે હોઇ શકે ? એવો પ્રશ્ન ઘણીવાર પૂછાય છે, એનો ઉત્તર એ છે કે આ નિયમ સમાન આકારવાળા પદાર્થોને વિષેજ ઘટાવી શકાય તેમ છે, અસમાન આકાર વાળા પદાર્થોને વિષે નહિ. જેમ લોઢું સ્થૂલ અને અગ્નિ સૂક્ષ્મ હોવાથી તેમાં વિદ્યુત રૂપી અગ્નિ વ્યાપક થઇને રહે છે, તેજ પ્રમાણે જીવ સૂક્ષ્મ–સ્વરૂપ અને ઇશ્વર વધારે સૂક્ષ્મ–સ્વરૂપ હોવાથી ઇશ્વર વ્યાપક છે, અને જીવ વ્યાપ્ય છે.

**ઇશ્વરની સ્તુતિ પ્રાર્થના અને ઉપાસના**

ઇશ્વરની સ્તુતિ આદિ કરવાથી ઇશ્વર પોતાના વ્યવસ્થિત નિયમોને છોડી દઇને તેની સ્તુતિ, પ્રાર્થના, અને ઉપાસના કરનારના પાપ દૂર નથી કરતો. પરંતુ સ્તુતિ કરવાથી લાભ એ છે કે તેથી ઇશ્વરમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે,અને સ્તુતિ કરનાર ઇશ્વરના આદર્શ ગુણ–કર્મ–સ્વભાવથી પોતાના ગુણ–કર્મ–સ્વભાવને સુધારી શકે છે.

પ્રાર્થનાને લીધે નિરભિમાનતા અને ઉત્સાહ આવે છે. અને પરમાત્માની સહાય પ્રાપ્ત કરી શકાય છે.

ઉપાસનાથી પરબ્રહ્મનો મેળાપ અને તેનો સાક્ષાત્કાર થઈ શકે છે.

સ્તુતિ બે પ્રકારની છે એક સગુણ, અને બીજી નિર્ગુણ.

૧. સગુણ સ્તુતિ. "હે ઇશ્વર ! તું શુદ્ધ છે, સર્વજ્ઞ છે, અન્તર્યામી છે, સનાતન છે, સ્વયં સિદ્ધ છે." એવા

પ્રકારની સ્તુતિ, સગુણ સ્તુતિ કહેવાય છે, કારણકે એવી સ્તુતિમાં પરમાત્માના તે તે ગુણોનું વર્ણન કરવામાં આવેલું છે, કે જે જે ગુણોની સાથે તે વિદ્યમાન છે.

૨. નિર્ગુણ સ્તુતિ, "હે ઈશ્વર! તું શરીર રહિત છે, મૃત્યુ રહિત છે, પાપ રહિત છે, આકાર રહિત છે, આવા પ્રકારની સ્તુતિ તે નિર્ગુણ સ્તુતિ કહેવાય છે. કારણકે એવી સ્તુતિમાં શરીર, મૃત્યુ, પાપ, અને આકાર આદિ ગુણોથી ઇશ્વરને પૃથક્ માનીને તેની સ્તુતિ કરવામાં આવે છે. સ્તુતિ કરનારે પોતાનાં ગુણ–કર્મ–સ્વભાવને ઇશ્વરનાં ગુણ–કર્મ–સ્વભાવ રૂપ બનાવવા પ્રયત્ન કરવો.

પ્રાર્થના પણ એજ પ્રમાણે નિર્ગુણ અને સગુણ રૂપ થઇ શકે છે. જે દોષો કે દુર્ગુણોથી ઇશ્વરનો ભક્ત ઇશ્વરને પૃથક્ માને છે, તે દોષો અને દુર્ગુણોથી પોતાને પૃથક્ રાખવાની પ્રાર્થનાને નિર્ગુણ પ્રાર્થના કહે છે. અને પરમાત્મા જે જે ગુણોથી યુક્ત છે, તે તે ગુણોથી પોતે યુક્ત થાય, તે માટેની પ્રાર્થનાને સગુણ પ્રાર્થના કહે છે.

જે મનુષ્ય જે માટે પ્રાર્થના કરે છે, તેણે તેવો વ્યવહાર પણ કરવો જોઇએ. દૃષ્ટાંત તરીકે જે સર્વોત્તમ બુદ્ધિ માટે પરમાત્માની પ્રાર્થના કરતો હોય, તેને માટે એટલું આવશ્યક છે કે તેણે પોતાની બુદ્ધિને બની શકે તેટલી સર્વોત્તમ બનાવવા યત્ન કરતા રહેવું. અર્થાત્ પુરૂષાર્થની સાથે પ્રાર્થના કરવી એજ ઉચિત છે. જેવી રીતે પુરૂષાર્થી પુરૂષની સહાય બીજાઓ કરે છે, તેવીજ રીતે પુરૂષાર્થી પુરૂષની સહાય ઇશ્વર પણ કરે છે.

ઉદાહરણ તરીકે "સાકર મીઠી છે" એમ કહેનાર સાકરને કે તેના સ્વાદને પ્રાપ્ત કરી શકતો નથી. પરંતુ તે જો તેને માટે યત્ન કરે, તોજ તેને તે પ્રાપ્ત થઇ શકે છે.

ઉપરાંત પરમાત્મા પાસે સ્વાર્થી માગણીઓ પણ ન કરવી જોઇએ. જેમકે, "હે ઇશ્વર! તું મારા શત્રુઓનો નાશ કરી નાખ, મને સૌથી મોટો બનાવી દે, મારી એકલાનીજ પ્રતિષ્ઠા થાય, અને બીજા સૌ મને આધીન રહે." આવી સ્વાર્થી પ્રાર્થનાનો સ્વીકાર પરમાત્મા કરતો નથી. પરમાત્મા ઉપકાર કરવાની પ્રાર્થનામાં સહાયભૂત થાય છે. નહિ કે હાનિકારક કર્મોમાં.

ઉપાસના પણ બે પ્રકારની છે. સગુણ અને નિર્ગુણ. સર્વજ્ઞત્વ આદિ ગુણો સાથે પરમેશ્વરની ઉપાસના કરવી, તે સગુણ ઉપાસના છે, અને દ્વેષ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ આદિ ગુણોથી પરમાત્માને પૃથક માની તેમાં દૃઢ સ્થિત થઇ જવું, તે નિર્ગુણ ઉપાસના છે. ઉપાસના એટલે "સમીપ સ્થિત થવું." અષ્ટાંગ યોગ દ્વારા જીવ પરમાત્માને સમીપસ્થ થઇ જાય છે. જ્યારે ઉપાસના કરવી હોય ત્યારે, એકાંત શુદ્ધ દેશમાં જઇને, આસન લગાવી, પ્રાણાયામ કરી, બાહ્ય વિષયોથી ઇન્દ્રિયોને રોકી, મનને સ્થિર કરી, આત્મા તથા પરમાત્માનું વિવેચન કરી, પરમાત્મામાં મગ્ન થઈ જવું. આ રીતે આત્મા અને અંતઃકરણ પવિત્ર બની જઇને સત્યથી પૂર્ણ થાય છે. અને નિત્ય પ્રતિ જ્ઞાન વિજ્ઞાનની વૃદ્ધિ થઈ મુક્તિ સુધી પહોંચી જાય છે. જે આઠ પ્રહરમાં એક ઘડી પણ આવી રીતે ધ્યાન કરે છે, તે સદા ઉન્નતિને પ્રાપ્ત કરે છે.

શરીરને લાગતી ઠંડી જેવી રીતે અગ્નિ સમીપ જઇને નિવૃત્ત કરી શકાય છે, તેજ પ્રમાણે ઇશ્વર સમીપ સ્થિત થવાથી જીવનાં દુઃખ-દોષ દૂર થાય છે. અને જીવ પરમાત્માનાં ગુણ-કર્મ-સ્વભાવ અનુસાર પવિત્ર ગુણ-કર્મ-સ્વભાવ વાળો થાય છે સાથે સાથે આત્માનું બળ પણ એટલું વધી જાય છે, કે દુઃખના પહાડો તૂટી પડવાના સમયે પણ તે કદી ગભરાતો નથી. જે પરમાત્માની સ્તુતિ, પ્રાર્થના, અને ઉપાસના નથી કરતો, તે કૃતઘ્ની અને મહા મૂર્ખ છે. કારણકે જે પરમાત્માએ આ જગતના સર્વ પદાર્થો આપણા સુખને માટે સરજ્યા છે, તેના ગુણ અને ઉપકાર ભૂલી જવા તે પરમાત્માને ન માનવા બરાબર છે. એનુંજ નામ કૃતઘ્નતા અને એનુંજ નામ મૂર્ખતા છે.

**ઉપાસનાનો પ્રારંભ.** ઉપાસનાનો પ્રારંભ યમો અને નિયમોથી થાય છે. યમોના સમ્બન્ધમાં યોગ-દર્શનનું નીચેનું સૂત્ર લક્ષમાં રાખવા જેવું છે.

अहिंसा सत्यास्तेय ब्रह्मचर्या परिग्रहा यमाः ॥

યોગ, સાધન પાદ સૂ. ૩૦

અર્થાત્-અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ યમ છે. અને તે નીચે મુજબઃ—

૧. અહિંસા=કોઇથી વેર ન રાખવું. સૌથી પ્રીતિ રાખવી.
૨. સત્ય=સાચું બોલવું. કદીપણ મિથ્યા ભાષણ કરવું નહિ.
૩. અસ્તેય=ચોરી ન કરવી. સત્ય વ્યવહાર કરવો.
૪. બ્રહ્મચર્ય=જીતેન્દ્રિય થવું. વિષયી ન થવું.
૫. અપરિગ્રહ=નિરભિમાની રહેવું. અભિમાન ન કરવું.

નિયમોના સમ્બન્ધમાં યોગ-દર્શનનું સૂત્ર નીચે મુજબ છે.

**शौच सन्तोष तपः स्वाध्यायेश्वर प्रणिधानानि नियमाः ॥**

યોગ સમાધિ પાદ સૂ. ૩૨

અર્થાત્-શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, અને ઈશ્વર પ્રણિધાન એ પાંચ નિયમો છે.

૧. શૌચ-રાગદ્વેષને દૂર કરી, અંદર મન અને આત્માની, તથા બહાર જળ આદિથી શરીરની પવિત્રતા રાખવી.
૨. સંતોષ-ધર્માનુસાર પુરૂષાર્થ કરવો. લાભથી ન પ્રસન્ન થવું, અને હાનિથી ન અપ્રસન્ન થવું.
૩. તપ-આળસનો ત્યાગ કરી, સદા પ્રસન્નતાથી પુરૂષાર્થ કરવો. સુખ-દુઃખને સદા સહન કરવાં, તથા ધર્મનું જ અનુષ્ઠાન કરવું, અધર્મનું નહિ.
૪. સ્વાધ્યાય-સર્વદા સત્ય શાસ્ત્રોને ભણવા તથા ભણાવવા.
૫. ઈશ્વર પ્રણિધાન-પોતાની જાતને ઈશ્વરી આજ્ઞા અનુસાર સમર્પિત કરવી તે.

આ યમો અને નિયમોનો સાથે સાથે અભ્યાસ કરવો. એનાજ અભ્યાસથી ઉપાસનાનો આરંભ થાય છે.

વેદ વિષય

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ એ ચારે **ચારવેદોનો કર્તા.** વેદોનો કર્તા ઈશ્વર છે. અથર્વ વેદના દશમા કાંડમાં નીચેનો મંત્ર ઉપરોક્ત કથનની સાક્ષી આપે છે.

यस्माद्‌चो अपातक्षन् यजुर्यस्मादपाकषन्।
सामानियस्य लोमान्यथर्वाङ्गिरसो मुखम्।
स्कम्भं तं ब्रूहि कतमः स्विदेवसः॥ अथर्व १०।४।२०

અર્થાત્—જેમાંથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા અથર્વ વેદ પ્રકટ થયા તે સ્કમ્ભ છે. અર્થાત્ સર્વ સંસારનો આધાર છે. કેટલાકોનું કથન એમ છે કે વેદોના પ્રત્યેક સૂકતના પ્રારંભમાં જે ઋષિનું નામ આવેલું હોય છે, તેણેજ તે સૂકત બનાવેલું છે. પરંતુ આ વાત બરાબર નથી. કારણકે ઋષિઓ મંત્રના બનાવનાર નથી, કિન્તુ એ સૂકતો તેમજ મંત્રોના અર્થના દ્રષ્ટા છે.

પરમાત્મા નિરાકાર છે. અને તેથી પ્રશ્ન એ થાય છે.
**વેદોપદેશનો પ્રકાર.** કે પરમાત્માને મુખ ન હોવા છતાં તેણે વેદોનું ઉચ્ચારણ શી રીતે કર્યું? વર્ણોચ્ચારમાં તાલુ આદિ સ્થાનો, તેમજ જીહ્વાના પ્રયત્નો તો અવશ્ય હોવા જોઇએ. એનો ઉત્તર આ છે કે પરમાત્મા સર્વ શકિતમાન અને સર્વ વ્યાપી છે. અને તેથી જીવોને વેદ વિદ્યાનો ઉપદેશ આપવા માટે તેને મુખ આદિ અવયવોની કશી આવશ્યકતા નથી. તે સર્વ વ્યાપક હોવાથી જીવોની અંદર પણ અંતર્યામી રૂપથી સ્થિત છે. આથી તે અખિલ વેદ વિદ્યાનો ઉપદેશ મુખથી એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા વગર જીવાત્મામાં પ્રકાશિત કરી શકે છે.

પરમાત્માએ સૃષ્ટિના પ્રારંભમાં ચાર ઋષિઓ દ્વારા ચાર વેદ પ્રકટ કર્યા. અગ્નિ દ્વારા ઋગ્વેદ, વાયુ દ્વારા યજુર્વેદ,

સૂર્ય દ્વારા સામવેદ તથા અંગિરા દ્વારા અથર્વવેદ તેણે પ્રકટ કર્યા. આ ચાર ઋષિઓ તે સમયના અન્ય મનુષ્યો કરતાં અધિક પવિત્રાત્મા યુક્ત હોવાથી એ પવિત્ર વિદ્યાનો પ્રકાશ પણ એ ચારે દ્વારા થયો.

**વેદોની આવશ્યકતા.** આ સ્થળે હજુ એક પ્રશ્ન થઈ શકે છે કે વેદોને ઇશ્વર દ્વારા ઉત્પન્ન થવાની આવશ્યકતા શી હતી ? જ્ઞાન બે પ્રકારનાં હોય છે. "સ્વાભાવિક" અને "નૈમિત્તિક". સ્વાભાવિક જ્ઞાન પશુ, પક્ષીઓ અને મનુષ્યોમાં સમાન છે. જે ખાવું, પીવું, સુવું, ઊઠવું, સુખી થવું, દુઃખી થવું ઇત્યાદિ. આ સ્વાભાવિક જ્ઞાન કોઇના પણ શીખવ્યા વગર સૌને પ્રાપ્ત થઇ શકે છે. આ જ્ઞાન માટે ગુરૂની આવશ્યકતા હોતી નથી. પરંતુ "નૈમિત્તિક" જ્ઞાન નિમિત વિના પ્રાપ્ત થઇ શકતું નથી.

પ્રશ્ન એ થાય છે, કે શું મનુષ્ય ક્રમશઃ (ધીમે ધીમે) જ્ઞાનની વૃદ્ધિ કરી પુસ્તક–રચના નથી કરી શકતો ? એનો ઉત્તર આ છે, કે ઇશ્વરી જ્ઞાનની સહાયતા વિના મનુષ્ય કદીપણ એક જ્ઞાન–પરિપૂર્ણ પુસ્તકની રચના કરી શકતો નથી. કારણકે જંગલી મનુષ્ય સૃષ્ટિને જોઇને સ્વયં વિદ્વાન થઇ શકતો નથી. પરંતુ તેને શિક્ષકની સહાય મળતાં તે વિદ્વાન થઇ શકે છે. આપણે જાણીએ છીએ કે વર્તમાન કાળમાં પણ શિક્ષકની સહાય વિના વિદ્વતા પ્રાપ્ત કરી શકાતી નથી. આ કારણથી જો પરમાત્મા આદિ સૃષ્ટિના ઋષિઓને વેદ–વિદ્યાનું જ્ઞાન ન આપત, તો ઋષિઓ તે

અન્યોને આપી શકત ન હે. અને તેમ થતાં સઘળાં લોકો અવિદ્વાન જ રહી જાત. કોઇ બાળકને જો જન્મથી જ એકાંત દેશમાં અથવા અવિદ્વાનો કે પશુઓના સંગમાં રાખવામાં આવે, તો તે જેવા સંગમાં રહેશે તેવોજ થશે. આ અને અનેક ઉદાહરણોથી સમજવાનું કે સૃષ્ટિના આદિ કાળમાં પરમાત્મા પાસેથીજ વિદ્યા અને સુશિક્ષા પ્રાપ્ત કરીને મનુષ્ય વિદ્વાન બન્યો છે.

**વેદોમાં એકેશ્વરવાદ** વેદોમાં એકેશ્વર વાદનો ઉપદેશ કરવામાં આવેલો હોવાથી, એકજ ઇશ્વરની ઉપાસના કરવી એજ યોગ્ય છે. કહે છે કે વેદોમાં અનેક દેવતાઓ છેઆ વાત સત્ય છે, પરંતુ એ દેવતાઓનો અર્થ ઇશ્વર નથી. દિવ્ય ગુણોથી યુક્ત, તેનું નામ દેવતા. પરંતુ એ દેવતાઓને વેદોમાં કયાં પણ ઉપાસનીય કે પૂજનીય બતાવવામાં આવ્યા નથી. જે લોકો દેવતા શબ્દનો અર્થ ઇશ્વર કરે છે તે લોકો મોટી ભૂલ કરે છે કારણ કે ઇશ્વર દેવોનો પણ મહાદેવ છે. વેદોમાં ૩૩ દેવતાઓનું વિધાન છે. ૮ વસુ ૧૧ રૂદ્ર ૧૨ આદિત્ય ૧ વિદ્યુત અને ૧ પ્રજાપતિ છે.

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, ચંદ્રમા સૂર્ય અને નક્ષત્ર એ આઠ વસુ એ કારણથી કહેવામાં આવે છે કે તેઓ સૌ સૃષ્ટિના નિવાસ સ્થાન છે. પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય, અને જીવાત્મા એ અગ્યાર રૂદ્ર એટલા માટે કહેવામાં આવે છે, કે તેમના નીકળવા વખતે સમસ્ત પરિવાર રડે છે. વર્ષ ભરના બાર માસ આદિત્ય એ માટે કહેવાય છે, કે તેઓ

સૌ આયુને લઈ જાય છે. વિદ્યુતનું નામ ઇંદ્ર એ માટે છે કે તે પરમ ઐશ્વર્યનો હેતુ છે. યજ્ઞને પ્રજાપતિ એટલા માટે કહેવામાં આવે છે કે તેનાથી જળ, વાયુની શુદ્ધિ અને વિદ્વાનોનો સત્કાર થાય છે. પરમેશ્વરને હિરણ્ય ગર્ભ પણ કહે છે કારણકે જેટલા તેજોમય પદાર્થ છે તે સૌ તેનામાં રહે છે અને ભ્રમણ કરે છે, સંક્ષેપમાં વેદોમાં એકેશ્વર વાદનો ઉપદેશ છે. અને તેથી એકજ ઇશ્વરની ઉપાસના કરવી ઇષ્ટ છે.

વેદ વિષયમાં એક બીજો પ્રશ્ન પણ પૂછાય છે, કે સમય સમય પર બાઇબલ, કુરાન આદિ ઈશ્વરી જ્ઞાનનાં પુસ્તકો ઉત્પન્ન થયાં છે, તો પછી એકલા વેદોજ ઈશ્વરી પુસ્તક તરીકે કેમ કહેવાય ?

ઉપરોક્ત પ્રશ્નનો ઉત્તર એ છે કે સૃષ્ટિના આરંભમાં સૂર્ય, ચંદ્ર આદિ ઉત્પન્ન થયાં છે તે હવે ફરી ફરીને નવા નવા બનતા નથી. તેવીજ રીતે સૃષ્ટિના આરંભમાં વેદ ઉત્પન્ન થયા તે પણ હવે નવા નવા ઉત્પન્ન થતા નથી.

**શું વેદોમાં ઇતિહાસ છે ?**

વેદ સૃષ્ટિના આદિ કાળથી છે, અને તેથી તેમાં કોઇનું વિશેષ નામ અથવા ઇતિહાસ નથી. જે જે શબ્દોનો તેમાં વિશેષ બોધ થાય છે, તે તે શબ્દોનો તેમાં પ્રયોગ કરવામાં આવેલ છે. પરંતુ તેમાં કોઈ મનુષ્યની સંજ્ઞા કે કથાનો પ્રસંગ ( સમ્બન્ધ ) નથી.

## આઠમોસમુલ્લાસ

### સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય.

**જગતની પૂર્વાવસ્થા** આ સમસ્ત જગત ઉત્પત્તિ પહેલાં અથવા પ્રલયાવસ્થામાં અંધકારથી આવૃત હતું. એ સમયે ન હતાં પૃથ્વી, આકાશ, કે દ્યુલોક. સૂર્યાદિ કોઇપણ પદાર્થ તે સમયે અસ્તિત્વમાં ન હતા, કે જેથી પ્રકાશનો ઉદ્ભવ થાય. મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતંગ, તથા વૃક્ષાદિ સર્વ પ્રાણી જગત એ સમયે અસ્તિત્વમાં ન હતું. તે સમયે માત્ર ત્રણજ પદાર્થ હતા. પ્રકૃતિ, જીવ, અને બ્રહ્મ, પ્રલયમાં એ ત્રણે પદાર્થો વિદ્યમાન હતા. કારણકે તે અનાદિ અને અનંત છે. અર્થાત્ તે નથી ઉત્પન્ન થતા કે નથી નષ્ટ થતા. એ માટે નીચે મુજબ પ્રમાણ છે:—

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्ति अनश्नन्नन्यो अभिचाकशीति ॥
ऋग्वेद १ । १६४ । २० ॥

આ મંત્રમાં સુપર્ણોદ્વારા જીવ અને બ્રહ્મનું અને વૃક્ષ દ્વારા પ્રકૃતિનું વર્ણન કરવામાં આવેલું છે.

**જગતની ઉત્પતિનાં કારણો**

જગતની ઉત્પત્તિનાં ત્રણ કારણ છે. એક નિમિત્ત કારણ, બીજું ઉપાદાન કારણ, અને ત્રીજું સાધારણ કારણ. ઉદાહરણ તરીકે એક માટીનો ઘડો હયો. ઘડાની ઉત્પત્તિનાં પણ ત્રણ કારણ છે. કુંભાર એ નિમિત્ત કારણ છે. માટી એ ઉપાદાન કારણ છે, અને દંડ, ચક્ર, દિશા, કાળ, આકાશ, પ્રકાશ, આદિ સાધારણ કારણ છે.

પોતે રૂપાંતરમાં ન આવતાં બીજાને પ્રકારાંતર બનાવી દેવું તેનું નામ નિમિત કારણ. આ નિમિત કારણના બે પ્રકાર છે એક મુખ્ય અને બીજું ગૌણ.

સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, તથા પ્રલયને કરનાર તથા તેને નિયમમાં રાખનાર મુખ્ય નિમિત કારણ પરમાત્મા છે. તથા સૃષ્ટિમાંથી પદાર્થો લઈને તેનું રૂપાંતર કરનાર ગૌણ નિમિત કારણ જીવ છે.

બીજું ઉપાદાન કારણ છે. જેના વિના કંઈપણ ન બને અને જે પોતે અવસ્થાંતર થઈને બગડે અથવા બને, તેનું નામ ઉપાદાન કારણ પ્રકૃતિ છે. એને સર્વ સંસાર રચવાની સામગ્રી કહે છે. તે પોતે જડ હોવાથી સંસાર રૂપમાં પરિણિત પણ થઈ શકતી નથી. પરંતુ તે પરમાત્માના પ્રયત્નો દ્વારા કાર્ય કરે છે. જડ પદાર્થોનું પણ પરસ્પરના સંયોગથી બનવું-બગડવું થઇ શકે છે. દાખલા તરીકે એક

બીજ પૃથ્વી અને જળના સંયોગથી વૃક્ષાકાર બની જાય છે. અને અગ્નિ આદિના સંયોગથી નષ્ટ પણ થઈ જાય છે. પરંતુ તેનું નિયમ પૂર્વક બનવું અને નષ્ટ થવું, એ ઈશ્વર અને જીવને આધીન છે.

જગતની ઉત્પત્તિનું ત્રીજું કારણ તે સાધારણ કારણ છે. સર્જનમાં જે સાધન અને સાધારણ નિમિત છે, તેનું નામ સાધારણ કારણ, જગતની રચનામાં પરમાત્માનું જ્ઞાન, દર્શન, બળ, દિશા, કાળ, અને આકાશાદિ, એ સર્વ સાધન અને સાધારણ નિમિત કારણ છે.

**પરમાત્મા અને જગતમાં ભેદ**

કેટલાક લોક કહે છે, કે "આ જગત જેમ માટીમાંથી ઘડો બને તેમ પરમાત્મામાંથી બન્યું છે." પરંતુ આ વાત બરાબર નથી. કારણકે માટીમાંથી બનેલ ઘડામાં માટીનાં ગુણ–કર્મ–સ્વભાવ આવી જાય છે. એજ રીતે જો જગત, એ પરમાત્માનોજ વિકાર હોય, તો જગતમાં પણ પરમાત્માના ગુણ–કર્મ–સ્વભાવ આવી જવા જોઇએ. પરંતુ જગતમાં પરમાત્માના ગુણ–કર્મ–સ્વભામ નથી. તેની સાબીતી રૂપ જગત અને પરમાત્માના ગુણોની અહીં તુલના કરવામાં આવે છે.

૧ પરમાત્મા સત્, ચિત્, અને આનંદસ્વરૂપ છે અને જગત અસત્ અર્થાત સદા ન રહેવાવાળું, જડ અને આનંદ રહિત છે.

૨ પરમાત્મા અજ અર્થાત ઉત્પન્ન નથી થતો, જ્યારે જગત ઉત્પન્ન થાય છે.

૩ પરમાત્મા અદૃશ્ય છે. જગત દૃશ્ય છે.

૪ પરમાત્મા અખંડ છે. જગતના ખંડ થઇ શકે છે.
૫ પરમાત્મા વિભુ છે. જગત પરિછિન્ન છે.

જગતની રચનામાં પરમાત્માના નિમ્ન લિખિત જગતની રચનામાં પ્રયોજન છે.

**પરમાત્માનું પ્રયોજન** ૧ પરમાત્મા જો જગતની રચના ન કરત, તો જીવ પ્રલયમાં નિશ્ચેષ્ટ પડી રહેત, અને જગતના સુખોથી વંચિત રહેત.

૨ જગતના હોવાથી ઘણાએ પવિત્રાત્મા જીવ મુક્તિનાં સાધનો માટે અનુષ્ટાન કરી મોક્ષના આનંદને પ્રાપ્ત કરી શકે છે. જગતની રચના ન હોત તો તેઓ પણ સુષુપ્તિની અવસ્થામાં પ્રલયમાં નકામા પડી રહેત.

૩ પૂર્વ સૃષ્ટિમાં કરેલ પાપ-પુણ્યોનું ફળ જીવોને પરમાત્મા, જગત રચ્યા સિવાય શી રીતે આપી શકે?

૪ કોઇ પૂછે કે આંખ હોવાનું શું પ્રયોજન? તો તેનો ઉત્તર એ છે કે "જોવાનું" એજ પ્રમાણે ઇશ્વરમાં જે જગત રચવાનું સામર્થ્ય અને જ્ઞાન છે તેનું પ્રયોજન પણ જગત રચવા સિવાય શું હોઈ શકે? જગતની રચનાથીજ ઇશ્વરનાં ન્યાય, દયા, આદિ ગુણો સાર્થક અને સફળ થઇ શકે છે. જગતનાં ઉત્પતિ, સ્થિતિ, પ્રલયો કરવાથીજ ઇશ્વરનું અનંત સામર્થ્ય સફળ થાય છે. આ કારણથી જેમ આંખનો સ્વભાવિક ગુણ જોવાનો છે, તેમજ ઇશ્વરનો સ્વાભાવિક ગુણ જગતની ઉત્પત્તિ કરી, જીવોને અસંખ્ય પદાર્થો આપી, પરોપકાર કરવાનો છે.

૫ આમ પરમાત્માના સ્વભાવિક ગુણો—ન્યાય, દયા, વાત્સલ્ય, પરોપકાર આદિ-પણ જગતની રચના થકીજ સફળ થાય છે. અન્યથા નહિ.

જગતના ઉત્પાદન અર્થે ઇશ્વરને સાકાર માનવાની કશીપણ આવશ્યકતા નથી.

**નિરાકાર ઇશ્વરથી જગતની ઉત્પત્તિ**

યદિ ઇશ્વર સાકાર હોત તો તે જગત નિર્માણ કરી શકત નહિ. આપણે જેમ સાકાર હોવાથી અણુ, પરમાણું, અને પૃથ્વીને આપણા વશમાં નથી લાવી શકતા, તેમજ સ્થૂલ દેહધારી પરમાત્મા પણ એ સૂક્ષ્મ પદાર્થોથી સ્થૂલ જગત બનાવી શકે નહિ. પરમાત્મા પોતાની અનંત શકિત, બળ, અને પરાક્રમદ્વારા સર્વ કંઇ કરી શકે છે. પરંતુ જીવ અને પ્રકૃતિથી તેમ બની શકતું નથી. કારણકે પરમાત્મા દેહધારી ન હોવાથી, અને પ્રકૃતિથી પણ સૂક્ષ્મ અને વ્યાપક હોવાથી તે પ્રકૃતિને પકડી જગદાકાર કરી શકે છે. જો તે સાકાર અર્થાત શરીર યુકત હોત તો ઇશ્વરજ ન હોત. કારણકે શરીરધારી તો પરિમિત શકિતવાળો, દેશ-કાળથી પરિચ્છિન્ન, ક્ષુધા-તૃષ્ણ, જ્વર-પીડા, આદિથી પણ સદા યુકત હોય. અને જે એ વસ્તુઓથી યુકત હોય, તે ઇશ્વર શાનો? ઇશ્વર સાકાર અર્થાત શરીર ધારી નથી. તે નિરાકારપણેજ જગત-નિર્માણનું સામર્થ્ય ધરાવે છે.

**ઇશ્વરની આવશ્યકતા**

અત્રે એક પ્રશ્ન થઈ શકે છે, કે “જગતકર્તા ઇશ્વરને માનવાની આવશ્યકતા શી છે? કારણ આ જગત તો અનાદિકાળથી જેવું ને

તેવુંજ છે. નથી તેની કદી ઉત્પતિ થઇ, અને નથી તેનો વિનાશ થવાનો. જો જગતની ઉત્પતિ અને વિનાશજ નથી, તો પછી તેના ઉત્પાદકને અને પ્રલયકર્તાને માનવાની આવશ્યકતા પણ શી છે?' આનો ઉત્તર એ છે, કે પૃથિવી આદિ પદાર્થોમાં સંયોગ વિશેષ રચના દેખાતી હોવાથી તે પદાર્થો અનાદિ હોઇ શકતા નથી. કારણકે જે પદાર્થ સંયોગથી ઉત્પન્ન થાય છે, તે સંયોગ પૂર્વે હોતા પણ નથી. પૃથ્વી આદિ સંયોગથી બન્યા છે. એના પ્રમાણ માટે કઠિનમાં કઠિન પત્થર, હીરો, કે લોઢાનો એક ટુકડો લ્યો, અને તેને તોડી, ભસ્મ કરી, યા ગાળી જુઓ, કે તેમાં પૃથક્ પૃથક્ અવયવો ભળેલા છે કે નહિ? જો તેમાં પૃથક્ અવયવો ભળેલા હોય, તો એમ માનવુંજ પડશે, કે એ પદાર્થ સંયોગથી ઉત્પન્ન થએલા છે. હવે જો પૃથિવી આદિ પદાર્થો અનાદિ અને અનંત સિદ્ધ નથી થતા, તો પછી તેની ઉત્પત્તિ તથા પ્રલય માટે કોઇ ચેતન કર્તાને માનવો આવશ્યક થઇ પડે છે. આ ચેતન કર્તા તે ઇશ્વરજ છે.

**કલ્પાન્તરમાં સૃષ્ટિ એક સરખી ઉત્પન્ન થાય છે**

આ સૃષ્ટિ જેવી હમણાં છે, તેવીજ પહેલાં હતી, અને ભવિષ્યમાં પણ તેવીજ થશે, એમાં ભેદ થતો નથી. એ માટે નીચેનું પ્રમાણ છે.

सूर्याचन्द्रमसौ धाता यथा पूर्वमकल्पयत् ।
दिवंच पृथिवीं चान्तरीक्षमथो स्वः । ऋ. १० । १९० । ३ ॥

આનો અર્થ એ છે કે પરમેશ્વરે જેવી રીતે પૂર્વકલ્પમાં સૂર્ય, ચન્દ્ર, વિદ્યુત, પૃથિવી, તથા અન્તરિક્ષ આદિ

બનાવ્યાં, તેવાંજ તેણે હમણાં પણ બનાવ્યાં છે. અને આગળ ઉપર પણ એવાંજ બનાવશે. કારણ કે પરમાત્મા સર્વજ્ઞ હોવાથી, તેનાં કાર્યો ભૂલ-ચૂક વિનાનાં અને સદા એકજ પ્રકારનાં હોય છે જે અલ્પજ્ઞ છે, અર્થાત જેના જ્ઞાનમાં વૃદ્ધિ અને ક્ષય થયાં કરે છે, તેનાજ કાર્યમાં ભૂલ-ચૂકનો સંભવ હોઇ શકે છે. ઇશ્વરનામાં નહિ. આ કારણથી સૃષ્ટિ, પ્રવાહથી અનાદિ છે, અર્થાત્ તે સદા એક સરખીજ રહે છે.

**સૃષ્ટિ-પ્રવાહ અનાદિ છે**

આ સૃષ્ટિનો ન તો કદી આરંભ થયો છે, અને નથી તેનો કદી અંત પણ આવવાનો. જેવી રીતે દિવસ પૂર્વે રાત, અને રાત પૂર્વે દિવસ, અથવા તો દિવસ પછી રાત, અને રાત પછી દિવસ બરાબર ચાલ્યાંજ આવે છે, તેવીજ રીતે સૃષ્ટિ પૂર્વે પ્રલય અને પ્રલય પૂર્વે સૃષ્ટિ અથવા સૃષ્ટિ પછી પ્રલય અને પ્રલય પછી સૃષ્ટિ, એ ચક્ર પણ અનાદિ કાળથી ચાલ્યું આવે છે. તેનો આદિ કે અંત નથી. પરંતુ જેમ વ્યક્તિ રૂપથી પ્રત્યેક દિવસ અને રાતના આદિ અને અંત દેખાય છે, પરંતુ પ્રવાહ રૂપથી નથી દેખાતા, તેવીજ રીત પ્રત્યેક સૃષ્ટિ અને પ્રત્યેક પ્રલયના પણ આદિ અને અંત હોવા છતાં તે પ્રવાહ રૂપથી જણાતા નથી. 'પ્રવાહ' નો સમજ માટે નદીનું દૃષ્ટાંત ઉપયુક્ત થઇ શકે તેમ છે. જેમ નદીનો પ્રવાહ ઉષ્ણકાળમાં નથી દેખાતો, પરંતુ વૃષ્ટિ થતાં પુનઃ દેખાય છે, આવા વ્યવહારને પ્રવાહરૂપ જાણવો જોઇએ. જેવી રીતે પરમાત્માના ગુણ-કર્મ-સ્વભાવ અનાદિ છે,

તેવીજ રીતે તેના જગતનાં ઉત્પત્તિ-સ્થિતિ-પ્રલય પણ અનાદિ છે. જેમ ઇશ્વરના ગુણ-કર્મ-સ્વભાવનો આરંભ કે અંત નથી, તેમ તેનાં કર્તવ્ય-કર્મોનો પણ કદી આરંભ કે અંત નથી.

**મનુષ્ય-સૃષ્ટિ** પ્રથમ પૃથિવી આદિની સૃષ્ટિ થઇ, અને તે પછી મનુષ્યોની. કારણકે પૃથિવી આદિની સૃષ્ટિ સિવાય મનુષ્યનું પાલન પોષણજ થઇ શકતું નથી સૃષ્ટિના આદિ કાળમાં એકજ મનુષ્ય ઉત્પન્ન થયો ન હતો, પરંતુ અનેક મનુષ્યો ઉત્પન્ન થયાં હતાં. જે જે જીવોનાં કર્મ આદ્ય ઇશ્વરી સૃષ્ટિમાં ઉત્પન્ન થવા યોગ્ય હતાં, તે તે જીવોને ઇશ્વરે આદ્ય સૃષ્ટિમાં જન્મ આપ્યો. યજુર્વેદમાં લખ્યું છે કે:—

"मनुष्या ऋषयश्चये । त तो मनुष्याः अजायन्त"

એ મંત્રમાં પણ ઋષિઓ અને મનુષ્યોની આદિ ઉત્પત્તિને દર્શાવતાં બહુવચનનો ઉપયોગ કરવામાં આવ્યો છે. આથી પ્રતીત થાય છે, કે આદિમાં અનેક અર્થાત્ સેંકડો, અને સહસ્રો (હજારો) મનુષ્યો ઉત્પન્ન થયાં હશે. સૃષ્ટિ જોવાથી પણ એજ પ્રતીત થાય છે, કે મનુષ્યો અનેક માતા પિતાનાં સંતાન છે. એક માબાપનાં નહિ.

સાથે સાથે એટલું પણ જાણી લેવું જોઇએ કે આરંભમાં જે મનુષ્યો ઉત્પન્ન થયાં, તે યુવાવસ્થામાંજ ઉત્પન્ન થએલાં હોવાં જોઇએ. કારણકે જો તે બાલ્યાવસ્થામાં ઉત્પન્ન થયાં હોત, તો તેમના સંરક્ષણ માટે બીજાં મનુષ્યોની જરૂર

પડત. વળી જો મનુષ્યો વૃદ્ધાવસ્થામાં ઉત્પન્ન થયાં હોત, તો મૈથુનિ સૃષ્ટિ ઉત્પન્ન થઈ શકત નહિ. માટે સૃષ્ટિના આદિ કાળમાં મનુષ્યો યુવાવસ્થામાંજ ઉત્પન્ન થએલાં, એ વાતનો સ્વીકાર કરવોજ પડશે.

**મનુષ્ય-સૃષ્ટિનું આદિ સ્થાન તથા આર્યાવર્ત**

મનુષ્યોની આદિ સૃષ્ટિ ત્રિવિષ્ટ અર્થાત્ ટિબેટમાં થઈ. કાળાંતરે તેમાં આર્ય અને દસ્યુ એવા બે ભેદ પડી ગયા. શ્રેષ્ઠ, વિદ્વાન, તથા ધર્માત્મા લોકો દેવ કિંવા આર્ય કહેવાવા લાગ્યા. એ આર્ય અને દસ્યુમાં અર્થાત્ વિદ્વાનો અને અવિદ્વાનોમાં હંમેશાં ઝગડા ચાલ્યા કરતા હતા. અંતે આર્ય લોકોએ આ દેશને ભૂગોળમાં સર્વ શ્રેષ્ઠ ભૂ-ખંડ સમજી અહીં આવીને પદાર્પણ કર્યું. અર્થાત્ નિવાસ કર્યો. આ કારણને લીધે આ દેશનું નામ આર્યાવર્ત પડ્યું.

**ચંદ્ર તારા આદિમાં મનુષ્ય-સૃષ્ટિ અને વૈદિક જ્ઞાન**

જે રીતે આ પૃથ્વી ઉપર મનુષ્ય-સૃષ્ટિ છે, તેવીજ રીતે ચંદ્ર અને તારા આદિમાં પણ મનુષ્ય-સૃષ્ટિ છે. આ કારણથી વેદોમાં ચંદ્ર, તારા આદિને વસુ કહ્યા છે. જેમાં મનુષ્યનો વાસ હોય તેનું નામ વસુ કહેવાય છે. જ્યારે પરમાત્માની આ નાનીશી પૃથ્વી મનુષ્યાદિ સૃષ્ટિથી ભરી પડી છે, ત્યારે તારા આદિ સૌ લોક શૂન્ય કેમ હોઇ શકે ? ઈશ્વરનું કોઇપણ કામ નિષ્પ્રયોજન હોતું નથી. તો પછી આટલા અસંખ્ય તારા આદિ લોક મનુષ્યાદિ સૃષ્ટિ વિના અપ્રયોજન શી રીતે હોઈ શકે ? આ કારણથી સર્વત્ર

મનુષ્યાદિ સષ્ટિ છે, એમ સમજાય છે. સંભવ છે, કે અન્ય લોકમાં મનુષ્યાદિ સૃષ્ટિના આકાર તથા રૂપ–રંગમાં થોડો ઘણો ભેદ હોય, પરંતુ જે જાતિ જેવી સષ્ટિ આ લોકમાં છે, તેજ જાતિની ને તેવીજ સષ્ટિ અન્ય લોકમાં પણ છે. અર્થાત્ આ લોકમાં જે જાતિના જે જે પ્રદેશમાં જે જે નેત્રાદિ અંગ છે, તેવાંજ અન્ય લોકમાં પણ તે તે જાતિના શરીરના તે તે પ્રદેશમાં તે તે અંગો છે. એજ રીતે જે વેદોનો પ્રકાશ આ લોકમાં છે, તેજ વેદોનો પ્રકાશ અન્ય લોકમાં પણ છે. જેમ એક રાજ્યની રાજ્ય–વ્યવસ્થાની નીતિ, તેના રાજયના સર્વ દેશોમાં સમાન રૂપથી હોય છે, તેવીજ રીતે રાજ–રાજેશ્વર પરમાત્માણી વેદોકત નીતિ તેના સષ્ટિ રૂપ સવે રાજ્યોમાં એક સરખી જ છે.

વેદોનો એ સિદ્ધાંત છે, કે પૃથ્વિ સૂર્યની ચારે બાજુ પૃથ્વી ફરે છે. ફરે છે. પરંતુ સૂર્ય પૃથ્વીની ચારે ફરતો નથી જેમકે:

> आयं गा पृश्निरक्रमोदसदन्मातरं पुरः।
> पितरं च प्रयन्त्स्वः ॥ यजुरे ॥६॥

અર્થાત્ આ પૃથિવી (ભૂગોળ) જળ સહિતં સૂર્યની ચારે તરફ ફરે છે.

આ મંત્રમાં પૃથિવીનું નામ ગો છે. અને ગૌ નો અર્થ ફરનાર એવો થાય છે. પૃથિવીનું આ ફરવું સૂર્યની આકર્ષણ શકિતના કારણે છે. વેદોના સિદ્ધાંત અનુસાર

સૂર્ય સ્થિર પણ છે, અને ગતિમાન પણ છે. સૂર્ય પૃથિવીની ચારે બાજુ નથી ફરતો તેથી તે સ્થિર છે. અને તે પોતાના કેન્દ્રની આસપાસ ફરે છે તેથી ગતિમાન પણ છે. કોઇપણ ભારી પદાર્થ આકાશમાં ફર્યા વિના એક નિયત સ્થાન પર સ્થિર રહી શકતો નથી.

**પૃથિવીને ધારણ કોણ કરે છે?**

કોઈ કહે છે કે શેષ અર્થાત્ સહસ્ત્ર ફેણવાળા નાગના મસ્તક પર પૃથિવી ઉભી છે. અને કોઇ કહે છે કે બળદનાં શીગડાં પર રહેલી છે. આમ જુદા જુદા મતવાદીઓ જુદી જુદી વસ્તુઓને પૃથિવીના આધાર રૂપ માને છે. પરંતુ એ સઘળી વાતો વિચાર ભ્રમાત્મક છે. જો સાપ કે બળદ પર પૃથિવી સ્થિર છે, તો સાપ અને બળદના જન્મ પૂર્વે પૃથિવી કોના પર સ્થિર હતી? વળી એ સાપ અને બળદ પોતે કોના પર સ્થિર છે? જે લોક શેષની ફેણો પર પૃથિવીને સ્થિર માને છે, તે શેષનો વાસ્તવિક અર્થ સમજતા નથી. અને તેથીજ તેઓ ભ્રમમાં પડી ગયા છે. શેષનો વાસ્તવિક અર્થ પરમાત્મા છે. પરમાત્મા જગતના પ્રલય પછી પણ શેષ રહે છે. માટેજ તેનું નામ "શેષ" છે. એજ પ્રમાણે:

उक्षा दाधार पृथिवीमुत द्याम् ॥ ऋग्वेद ॥

એ વચનમાં "ઉક્ષાએ પૃથિવી અને દ્યુલોક ધારણ કર્યાં છે" એમ છે. કોઇએ શબ્દાર્થમાં ઉક્ષા શબ્દનો અર્થ બળદ જોઇને તેનો તેવો અર્થ કર્યો હશે. કારણ કે ઉક્ષાનો અર્થ બળદ પણ થાય છે. પરંતુ એ મંત્રમાં 'ઉક્ષા'નો

અર્થ બળદ નથી, પણ સૂર્ય છે. સૂર્ય વર્ષાદ્વારા ભૂગોળને ધારણ કરે છે આ કારણથી તે ઉક્ષા છે. આ સ્થળે વિચાર શક્તિનો જરાપણ ઉપયોગ કરતાં સમજી શકાય તેમ છે, કે બાપડા બળદમાં પૃથિવીલોક અને દ્યુલોકને ધારણ કરવા જેટલું સામર્થ્ય ક્યાંથી હોઇ શકે ? સૂર્યે પોતાના આકર્ષણથી પૃથિવીને ધારણ કરી છે. પરંતુ સૂર્યાદિને પણ ધારણ કરનાર પરમાત્મા સિવાય બીજો કોઇપણ નથી. સંક્ષેપમાં પરમાત્માજ પૃથિવી અને સૂર્ય આદિ લોકને ધારણ કરી શકે છે. આનું પ્રમાણ વેદોમાં પણ મળી શકે છે.

सदाधार पृथिवीं द्यामुत्तेमाम् ॥ यजु. १३।४॥

અર્થાત્ એ પરમાત્માએજ પૃથિવી, અંતરિક્ષ, અને દ્યુ લોકને ધારણ કર્યાં છે.

## નવમો સમુલ્લાસ.

### વિદ્યા, અવિદ્યા, બન્ધન, અને મોક્ષ.

**વિદ્યા અને અવિદ્યા** વિદ્યા એટલે સમ્યક્ અર્થાત્ યથાર્થ જ્ઞાન. અને અવિદ્યા એટલે મિથ્યા જ્ઞાન. યોગ દર્શનમાં અવિદ્યા અર્થાત્ મિથ્યા જ્ઞાનના ચાર પ્રકાર બતાવવામાં આવ્યા છે.

૧. અનિત્યને નિત્ય માનવું. અર્થાત્ સંસારની વસ્તુઓ અને તેનો ઉપભોગ કરનાર શરીરને નિત્ય માનવું તે. એ વસ્તુઓ સદા છે અને રહેશે એવી માન્યતા તે અવિદ્યાનો પ્રથમ પ્રકાર છે.

૨ અશુચિ, અર્થાત અપવિત્ર વસ્તુઓને શુચિ અર્થાત પવિત્ર માનવી. વ્યભિચાર, મિથ્યા ભાષણ, ચોરી, આદિ અપવિત્ર કામોને પવિત્ર માનવા એ અવિદ્યાનું બીજું લક્ષણ છે.

૩ દુઃખ અને દુઃખનાં કારણોને સુખ અને સુખનાં કારણો સમજવાં. જેમકે વિષય ભોગનાં કારણો—જે દુઃખ અને દુઃખનાં કારણરૂપ છે—તેને સુખરૂપ તથા સુખનાં કારણ રૂપ માનવાં. અવિદ્યાનું આ તૃતિય લક્ષણ છે.

૪ અનાત્મ પદાર્થને આત્મા માનવો. જેમકે દેહને આત્મા માની એનાં સુખોનેજ અંતિમ ધ્યેય માનવું તે. અવિદ્યાનું આ ચોથું લક્ષણ છે.

અનિત્ય પદાર્થોમાં અનિત્ય જ્ઞાન, અને નિત્ય પદાર્થોમાં નિત્ય જ્ઞાન, અપવિત્ર પદાર્થોમાં અપવિત્ર જ્ઞાન, અને પવિત્ર પદાર્થોમાં પવિત્ર જ્ઞાન. દુઃખ અને દુઃખનાં કારણોમાં દુઃખ અને દુઃખના કારણ રૂપનું જ્ઞાન, સુખ ને સુખનાં કારણોમાં સુખ અને સુખના કારણરૂપનું જ્ઞાન, તથા અનાત્મ પદાર્થમાં અનાત્મનું જ્ઞાન, અને વાસ્તવિક આત્મામાં આત્મજ્ઞાન, એજ વિદ્યા અથવા સત્યજ્ઞાન છે. એને યથાર્થ જ્ઞાન, તત્વજ્ઞાન, તથા સત્યજ્ઞાન પણ કહે છે. સંક્ષેપમાં પદાર્થોના યથાર્થ સ્વરૂપના જ્ઞાનને વિદ્યા અને અજ્ઞાનને અવિદ્યા કહે છે.

કોઈ કોઈવાર કર્મ અને ઉપાસનાને પણ અવિદ્યા કહેવામાં આવે છે. આ સમ્બન્ધમાં અવિદ્યાનો અર્થ મિથ્યા જ્ઞાન નહિ, પણ વિદ્યાથી ભિન્નજ્ઞાન એવો છે. કર્મ અને ઉપાસનાને અવિદ્યા એટલા માટે કહેવામાં આવે છે, કે તે બાહ્ય અને આંતર ક્રિયા વિશેષ રૂપ છે. નહિ કે જ્ઞાન વિશેષ સ્વરૂપ. માટેજ મંત્રમાં કહેવામાં

આવ્યું છે કે શુદ્ધ કર્મ અને ઇશ્વરોપાસના વિના મૃત્યુરૂપ દુઃખથી પાર ઉતરી શકાતું નથી. અર્થાત્ પવિત્ર કર્મ, પવિત્ર ઉપાસના, અને પવિત્ર જ્ઞાનથી મુક્તિની તેમજ અપવિત્ર મિથ્યા ભાષણ આદિ કર્મ, પાષાણ આદિ મૂર્તિની ઉપાસના, અને મિથ્યા જ્ઞાનથી બંધની પ્રાપ્તિ થાય છે. કોઇપણ મનુષ્ય એક ક્ષણ માત્ર પણ કર્મ, ઉપાસના, અને જ્ઞાન રહિત થઇ શકતો નથી. માટે સત્ય ભાષણ આદિ કર્મ કરવાં, અને મિથ્યા ભાષણ આદિ અજ્ઞાનનો ત્યાગ કરવો, એજ મુક્તિ-સાધક છે.

**મુક્તિ અને બંધન.** મુક્તિનો અર્થ છે મુક્ત થવું-છુટી જવું. અહીં પ્રશ્ન થાય છે, કે શામાંથી મુક્ત થવું? એનો ઉત્તર એ છે, કે દુઃખમાંથી. આ રીતે મુક્તિનો વાસ્તવિક અર્થ દુઃખમાંથી મુક્ત થવું એવો થાય છે. અધર્મ અને અજ્ઞાન, અર્થાત્ અવિદ્યામાં ફસેલો જીવ મુક્તિનો અધિકારી નથી થઇ શકતો. દુઃખ અને દુઃખનાં કારણ, અર્થાત્ શરીર આદિથી છૂટીને જીવ વાસ્તવિક સુખ પ્રાપ્ત કરે છે. અને એ સુખાવસ્થામાં તે બ્રહ્મમાં વિચર્યા કરે છે.

**મુક્તિ અને બંધનનાં કારણો** ઇશ્વરની આજ્ઞાઓ પાળવાથી, અધર્મ-અવિદ્યા-કુસંગ-કુસંસ્કાર તથા દુર્વ્યસનોથી દૂર રહેવાથી સત્ય ભાષણ-પરોપકાર-વિદ્યા-પક્ષપાતરહિત ન્યાય, તથા ધર્મની વૃદ્ધિ કરવાથી પરમાત્માની સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના અર્થાત્ યોગાભ્યાસ કરવાથી, વિદ્યા ભણવા ભણાવવાથી તથા ધર્માનુસાર પુરૂષાર્થ કરી

જ્ઞાનોન્નતિ કરવાથી મુક્તિની પ્રાપ્તિ થાય છે. અને એનાથી વિપરીત વર્તન રાખવાથી અર્થાત્ ઇશ્વરી આજ્ઞાઓનો ભંગ કરવાથી બંધન થાય છે.

**મુક્ત જીવની અવસ્થા તથા સ્વર્ગ અને નર્ક**

જ્યારે જીવ મુક્ત થઇ જાય છે, ત્યારે તેનું સ્થૂલ શરીર નથી રહેતું, તોપણ તે સુખ અને આનંદનો અનુભવ કરી શકે છે, કારણ કે મુક્તાવસ્થામાં પણ તેમાં સત્ય સંકલ્પ આદિ સ્વાભાવિક સામર્થ્ય અને ગુણ રહે છે. તે સમયે કેવળ ભૌતિક સંગ નથી રહેતો. આ તેના સ્વાભાવિક ગુણોને લઇને ઇન્દ્રિયો ન હોવા છતાં તે પોતાની ઇચ્છાનુસાર સાંભળી શકે છે, સ્પર્શી શકે છે, દેખી શકે છે, નિશ્ચય કરી શકે છે, તથા સ્મરણ કરી શકે છે. અને એવી રીતે તે આનંદનો અનુભવ કરી શકે છે.

મુક્તાવસ્થામાં જીવ અનંત વ્યાપક બ્રહ્મમાં સ્વેચ્છાનુસાર વિચરે છે. શુદ્ધ જ્ઞાનથી સર્વ સૃષ્ટિને જોતો, અન્ય મુક્ત જીવોની સાથે સહવાસ સેવતો, તથા સૃષ્ટિ વિદ્યાનું ક્રમપૂર્વક નિરીક્ષણ કરતો તે, સર્વ લોક લોકાંતરમાં અર્થાત્ પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ લોકમાં ભ્રમણ કરે છે. જે જીવાત્માને જેટલું જ્ઞાન અધિક થાય છે, તેટલો તેને આનંદ પણ અધિક થાય છે. સુખ વિશેષનો ભોગ તે સ્વર્ગ.

**મુક્તિમાંથી પાછા ફરવાનું વૈદિક પ્રમાણ**

વેદોનો એ સિદ્ધાંત છે કે જીવ મુક્તિના સુખને ભોગવીને પુનઃ સંસારમાં આવે છે. અર્થાત્ માતાપિતાથી જન્મ ધારણ કરે છે. આ વિષયમાં નીચેનો મંત્ર

લક્ષમાં લેવા જેવો છે.

अग्ने र्वयं प्रथमस्यामृतानां मनामहे चारू देवस्य नाम।
स नो मह्या अदितये पुनर्दात् पितरं च दृशेयं मातरंच॥
ऋग्वेद १।२४।२॥

અર્થાત્ આપણે તે સ્વયં પ્રકાશરૂપ, અનાદિ, અને સદા સર્વદા મુક્ત એવા પરમાત્માનું નામ પવિત્ર સમજીએ, કે જે આપણને મુક્તિમાં આનંદનો ઉપભોગ કરાવી, પૃથ્વિમાં પુનઃ માતાપિતાદ્વારા જન્મ આપીને માતાપિતાનાં દર્શન કરાવે છે.

આથી પ્રતીત થાય છે કે જીવાત્મા પરમાત્માની વ્યવસ્થાદ્વારા મુક્તિમાંથી અવશ્ય પાછો ફરે છે.

કોઈ કોઈ સ્થળે લખ્યું છે કે જીવને "અત્યંત મુક્તિ" પ્રાપ્ત થાય છે. પરંતુ તે સ્થળે "અત્યંત મુક્તિ" નો અર્થ "અનંત મુક્તિ" એવો નથી થતો. પરંતુ તેનો અર્થ "બહુ કાળને માટે મુક્તિ" એવો થાય છે, નહિ કે જેનો અંત ન હોય એવી મુક્તિ.

અત્યારે એક પ્રશ્ન થશે કે મુક્તિ મેળવીને વળી પાછા ફરવાનુંજ હોય, તો મુક્તિ માટે યત્ન શા માટે કરવો? એનો ઉત્તર એ છે કે મુક્તિનું સુખ પરાન્ત કાળ લગી નિરંતર મળતું રહે છે. અને પરાન્ત કાળ ૩૧૧૦૪૦૦૦૦૦૦૦૦૦ (૩ પદ્મ, ૧ નીલ, ૧૦ ખર્વ, અને ૪૦ અર્વ) વર્ષોનો હોય છે.

આ સમય કંઇ અલ્પ ન કહેવાય, કે જેના માટે યત્ન

કરવાનો ન હોય. સંસારમાં ક્ષણિક સુખને માટે પણ આપણે આઠે પ્રહર અર્થાત્ રાત્રિ દિવસ શ્રમ કરીએ છીએ, તો પછી આટલા લાંબા સમયના સુખોપભોગ માટે શા માટે યત્ન ન કરવો જોઇએ ? "મુક્તિ મેળવી વળી પાછા આવવાનુંજ છે" એમ કહી બેદરકાર રહેવું કેવળ મૂર્ખતાજ છે.

મુક્તિ સાન્ત છે. અને તેનાં કારણો નીચે મુજબ છે.

**મુક્તિમાંથી પાછા ફરવાનાં કારણો**

૧. જીવાત્માના સામર્થ્ય–શરીરાદિ પદાર્થ અને સાધન પરિમિત છે. આ પરિમિત સાધનોદ્વારા પ્રાપ્ત થએલ ફળ અર્થાત્ મુક્તિ, તે અનંત શી રીતે હોઇ શકે ? અંત વાળાં કર્મોનું અનંત ફળ મળે એમ માનીએ, તો પરમાત્માના ન્યાય-નિયમો નષ્ટ થઇ જાય છે. અલ્પ, અને અલ્પ સામર્થ્યવાળા જીવને અનંત સુખ શી રીતે પ્રાપ્ત થઇ શકે ?

૨. જીવાત્મા જો મુક્તિ મેળવીને પાછો સંસારમાં ન ફરે, તો ધીમે ધીમે સંસારનોજ ઉચ્છેદ થઇ જાય. કારણ કે જો જીવો મુક્ત થતા જશે, અને પાછા ફરશે નહિ, તો આગળ જતાં જીવોજ સમાપ્ત થઇ જશે. પછી સંસાર કોના માટે રહેશે ?

આ સમયે કોઇ એમ કહે કે જેટલા જીવો મુક્ત થઇ જશે, તેટલા જીવો પરમાત્મા બીજા બનાવી લેશે. અને તેથી સંસારના ઉચ્છેદના ભયનો કશો સંભવ રહેશે નહિ. પરંતુ એ વાત બરાબર નથી. એથી તો જીવ અનિત્ય થઇ

જાય છે. કારણ કે જેની ઉત્પત્તિ થાય છે તેનો નાશ પણ અવશ્ય થાય છે. આવી રીતે બનેલા જીવોને જો મુકિત મળશે તો મુકિતની પ્રાપ્તિ કરી લેતાં પણ તે જીવોનો નાશજ થઈ જશે. કારણ કે જેની ઉત્પત્તિ તેનો નાશ તો છેજ. આ માન્યતા અનુસાર પણ મુકિત તો અનિત્યજ રહી. નિત્ય નહિ. કેમકે જીવ નષ્ટ થઇ ગયા પછી મુકિત કયાં રહી ?

૩ ઉપરાંત એક બીજી વાત પણ લક્ષમાં લેવી જોઇએ, કે પરમાત્મા જો નવા નવા જીવોને બનાવતો જાય, તો જે કારણથી એ જીવોને ઉત્પન્ન કરશે, તે કારણ કોઇ ને કોઇ વખત સમાપ્ત થઇ જશે, કારણ કે જીવોનો ખજાનો ગમે તેટલો મોટો હોય, પરંતુ જેમાં માત્ર નિકાસજ છે અને આયાત નથી તે ખજાનો કયારે ને કયારે અવશ્ય નષ્ટ થઈ જશે આથી કારણરૂપ ખજાનાની સમાપ્તિ થતાં પરમાત્મા નવા જીવો ઉત્પન્ન કરી શકશે નહિ. અને મુકત જીવો પાછા ન ફરી શકવાથી સંસારનો વિચ્છેદ પુનઃ અવશ્ય થશે.

૪ સુખનો અનુભવ એ સાપેક્ષ અનુભવ છે. દુઃખના અનુભવ વિના સુખનો અનુભવ લાંબા સમય લગી ટકતો નથી. દાખલા તરીકે કટુ પદાર્થ વિના મધુરનો અને મધુર પદાર્થ વિના કટુનો સ્વાદ જાણી શકાતો નથી. એક મનુષ્ય જો ગળ્યુંજ ખાય, અને ગળ્યુંજ પીતો રહે, તો થોડાજ સમયમાં તેને ગળ્યા પદાર્થોમાં સુખનો અનુભવ પ્રાપ્ત નહિ થાય. જો તે વચ્ચે વચ્ચે અન્ય રસોનો ઉપભોગ પણ કરતો

રહેશે, તોજ તેને પુનઃ ગળ્યા પદાર્થોમાં સ્વાદનો અનુભવ થશે. એજ રીતે મુકિતમાં પણ જો આનંદનો કદી વિચ્છેદ ન હોય, તો તે આનંદ આનંદરૂપથી અનુભુત થશે નહિ. અને જ્યાં આનંદ ન હોય એવી મુકિતનો અર્થ પણ શો ?

**જન્મ વ્યવસ્થા.** જગતના પ્રાણીઓમાં નાનાવિધ પ્રકારની વિષમતા દષ્ટિગોચર થતી હોવાથી જાણી શકાય છે કે જીવના અનેક જન્મ થાય છે. જો તેનો પૂર્વજન્મ ન હોય તો આટલા ભારે વૈષમ્યનું કારણ સમજી શકાય નહિ. કોઈ સુખી, કોઇ દુઃખી, કોઇ જન્મથીજ રાજસુખનો અધિકારી, કોઇ જન્મથીજ મહા દરિદ્રી, કોઇ બુદ્ધિમાન, કોઇ મૂર્ખ, કોઇ બળવાન, કોઈ નિર્બળ, ઈત્યાદિ અનેકવિધ વિષમતાઓનું પૂર્વજન્મના સ્વીકાર વિના સમાધાન થઈ શકતું નથી આ કારણથી માનવુંજ પડે છે, કે પૂર્વજન્મના પાપ-પુણ્ય અનુસાર વર્તમાનમાં જન્મ થાય છે. અને વર્તમાન તથા પૂર્વ જન્મનાં કર્મો અનુસાર ભવિષ્યમાં જન્મ થાય છે. આ રીતે જીવાત્માના અનેક જન્મ સિદ્ધ થાય છે.

અનેક જન્મો હોવા છતાં પણ જીવાત્માને પૂર્વ જન્મનું સ્મરણ નથી રહેતું, તેનું કારણ એ કે તે અલ્પજ્ઞ છે. ત્રિકાળદર્શી નથી. પૂર્વજન્મની વાત તો દૂર રહી, પરંતુ આ જન્મની વાતો પણ આપણને પૂરેપૂરી ક્યાં સાંભરે છે ? આ જન્મમાં પણ ઘણાં વર્ષની વાત જ્યારે આપણા સ્મરણમાં નથી રહેતી, ત્યારે પૂર્વજન્મની વાતો શી રીતે સ્મરણમાં રહી શકે ? પૂર્વજન્મનું સ્મરણ ન રહેતું હોવા-

થીજ જીવ સુખી છે. નહિ તો સર્વે જન્મોનાં દુઃખોનું સ્મરણ કરી કરીને તે અત્યંત દુઃખી થઈ જાત. જીવ પોતાનાં કર્મો અનુસાર પરમાત્માની વ્યવસ્થા મુજબ સૃષ્ટિમાં કદી પુરૂષના શરીરમાં જાય છે, અને કદી કીટ–પતંગ કે પશુ–પક્ષી આદિના શરીરમાં જાય છે. જ્યારે પાપોનું પ્રમાણ વધી જાય છે અને પુણ્ય ઓછાં થાય છે, ત્યારે મનુષ્યનો જીવ પશુ આદિ નીચ શરીરોમાં જાય છે. જ્યારે ધર્મ અધિક અને અધર્મ ઓછું થાય છે, ત્યારે તે દેવ અર્થાત વિદ્વાનનું શરીર ધારણ કરે છે. જ્યારે પાપ-પુણ્ય બરાબર થાય છે, ત્યારે તે સાધારણ મનુષ્યનો જન્મ પ્રાપ્ત કરે છે. એ સાધારણ મનુષ્યમાં પણ જે સુખ–દુઃખના પ્રમાણમાં અંતર જોવામાં આવે છે, તે તેનાં કર્મોની ઉત્તમતા, મધ્યમતા, અને નિકૃષ્ટતા અનુસારજ છે. જ્યારે અધિક પાપનું ફળ પશુ આદિના શરીરમાં ભોગવાઇ જાય છે, ત્યારે પાપ અને પુણ્ય તુલ્ય થઇ જવાથી જીવ પુનઃ મનુષ્ય શરીરમાં આવે છે.

એ રીતે અધિક પુણ્યના કારણે જીવ પુણ્યાત્મા મનુષ્યના શરીરને ધારણ કરે છે, અને પુણ્યનાં ફળ ભોગવી લીધા પછી તે પોતાનાં બચેલાં કર્મો અનુસાર મધ્યમ અથવા સાધારણ કોટિના મનુષ્ય તરીકે જન્મ ધારણ કરે છે.

એજ પ્રમાણે પરમાત્માની વ્યવસ્થામાં પોતાના કર્મો અનુસાર જીવ જ્યાંસુધી વિદ્યાના પ્રકાશમાં પ્રકાશિત થઇને મુક્ત ન થાય ત્યાંસુધી તે નાના પ્રકારની યોનિઓમાં ચક્કર લગાવતો રહે છે. મુક્તિ થતાં તે લાંબો સમય સુધી મુક્તિનો આનંદ ભોગવીને પુનઃ સંસારના ચક્રમાં આવી જાય છે, અને પુનઃ યત્ન પૂર્વક તે મુક્તિને પ્રાપ્ત કરે છે.

## દશમો સમુલ્લાસ.

### સદાચાર, અનાચાર, તથા ભક્ષ્ય અને અભક્ષ્ય.

**ધર્મ અથવા સદાચાર**

આચાર અને ધર્મ બંને એકજ છે. ધર્મ-યુક્ત કાર્યોનું આચરણ, સુશીલતા, સત્પુરૂષોનો સંગ, અને સત્ય ગ્રહણ કરવાની રૂચિ, ઇત્યાદિ ઉત્તમ કર્મોને સદાચાર કહે છે, અને તેનાથી વિપરીત કર્મોને અનાચાર કહે છે. વિદ્વાન લોકો રાગ-દ્વેષ રહિત જે કર્મોનું નિત્ય સેવન કરે તે, તથા જેને માટે આત્મા સાક્ષી આપે, કે આ સત્ય છે તે ધર્મ છે. અને માનનીય છે. વેદ, વેદના જ્ઞાતાઓ દ્વારા રચાયલાં ધર્મશાસ્ત્રો, તથા તેમના આચાર-વ્યવહાર, અને આત્માનો સંતોષ એ ધર્મ અથવા સદાચારમાં પ્રમાણરૂપ છે. અર્થાત એમના વડે સદાચારનો નિર્ણય કરવો જોઇએ. આત્માના સંતોષનો અર્થ એ છે, કે જે કાર્ય કરવામાં ભય, શોક, લજ્જા ઉત્પન્ન ન થાય, તેવાં

કાર્યો પણ ધર્મ કે સદાચાર રૂપ ગણાય છે. દાખલા તરીકે જે સમયે કોઇ વ્યક્તિ મિથ્યા ભાષણ અથવા તો ચોરી આદિ દુષ્ટ કર્મોની ઇચ્છા કરે છે, તે સમયે તે વ્યક્તિના આત્મામાં ભય, શોક, અને લજ્જા અવશ્ય ઉત્પન્ન થાય છે. આ કારણથી તેવાં કર્મો ધર્મ અથવા સદાચાર નથી. ધર્મના જ્ઞાનનો ખરો અધિકારી તેજ છે, જે લોભ અને કામ અર્થાત્ વિષયમાં ફસેલો ન હોય. ચિત્તનું હરણ કરનારી, અને તેને વિષય-વાસનામાં પ્રવૃત કરનારી ઇન્દ્રિયોને રોકવાનો-વશ કરવાનો પ્રયત્ન મનુષ્યે અવશ્ય કરવો જોઇએ. જેવી રીતે એક સારથિ ઘોડાઓને રોકી-વશ રાખીને તેને શુદ્ધ માર્ગે ચલાવે છે, તેવીજ રીતે ઇન્દ્રિયોને વશ રાખી, તેને અધર્મ માર્ગેથી હઠાવીને સદા ધર્મ-માર્ગમાં પ્રવૃત કરવી.

સ્નાન નિત્ય કરવું, વસ્ત્રો સદા શુદ્ધ રાખવાં. ખાન-પાન શુદ્ધ અને સાત્વિક રાખવું. એથી ચિત્તની શુદ્ધિ અને આરોગ્ય પ્રાપ્ત થાય છે.

માતા, પિતા, આચાર્ય અને અતિથિની સેવા કરવી.

**શું વિદેશ-ગમનથી સદાચાર નષ્ટ થાય છે?**

વિદેશ-ગમનથી સદાચાર નષ્ટ થાય છે એ ભાવના મિથ્યા છે. કારણકે મનુષ્ય કોઇપણ ઠેકાણે સદાચાર આદિ કર્મોને કરશે તો તે આચાર ભ્રષ્ટ નહિ થાય. અને જે આર્યાવર્તમાં રહીને પણ દુષ્ટાચાર કરશે તો તે ધર્મ-ભ્રષ્ટ અને આચાર ભ્રષ્ટ કહેવાશે. આર્યાવર્તમાં આપણા પ્રાચીન પુરૂષો પણ જ્ઞાનચર્ચા, વિવાહ, ભ્રમણ, વ્યાપાર,

વિજય આદિને માટે વિદેશ-યાત્રા કરતા હતા, અને તેના પ્રમાણો નીચે પ્રમાણે છે:-

૧ મહાભારતના શાન્તિ પર્વમાં લખ્યું છે કે એક સમયે વ્યાસજી પોતાના પુત્ર શુક અને શિષ્યો સહિત પાતાળ અર્થાત્ અમેરિકામાં નિવાસ કરતા હતા. શુકજીએ પિતાને એક પ્રશ્ન પૂછયો, કે આત્મવિદ્યા એટલીજ છે કે વધારે? વ્યાસજીએ જાણી જોઇને આ પ્રશ્નનો ઉત્તર ન આપ્યો. કારણકે એ વાતનો ઉપદેશ એકવાર તેઓ તેને કરી ગયા હતા. આથી એ સમ્બન્ધમાં બીજાઓની સાક્ષી મેળવવા માટે તેમણે શુકજીને કહ્યું કે હે પુત્ર! તું અહીંથી મિથિલાપુરી જા અને ત્યાંના જનક રાજાને એ પ્રશ્ન પૂછ. તે તને તેનો યથાયોગ્ય ઉત્તર આપશે. પિતાનું આ વચન સાંભળીને શુકદેવજીએ ત્યાંથી મિથિલાપુરી પ્રતિ પ્રયાણ કર્યું. પ્રથમ મેરૂ એટલે હિમાલયના ઇશાન ખૂણામાં અને વાયવ્ય ખૂણામાં જે દેશ છે તેનું નામ હરિવર્ષ હતું. (હરિ એટલે વાનર. એ દેશના લોકો હાલમાં પણ લાલ મુખવાળા અને વાનરના જેવા ભુરા નેત્રવાળા છે) જે આજકાલ યુરોપના નામથી પ્રસિદ્ધ છે, એ દેશને જોઇને તેઓ હૂણ યહુદીઓના દેશને જોતા ચીનમાં થઇને હિમાલયમાં આવ્યા, અને હિમાલયથી મિથિલાપુરી આવ્યા.

૨ શ્રીકૃષ્ણ અને અર્જુન અશ્વતરી (અગ્નિનાકા) માં બેસીને પાતાળ ગયા હતા. અને ત્યાંથી મહારાજ યુધિષ્ઠરના યજ્ઞમાં ઉદ્દાલક ઋષિને તેડી લાવ્યા હતા.

૩ ધૃતરાષ્ટ્રના વિવાહ ગાંધાર અર્થાત્ કંદહારના રાજાની પુત્રી સાથે થયા હતા.

૪ પાંડુની સ્ત્રી માદ્રી ઇરાનના રાજાની પુત્રી હતી. પાતાળ અર્થાત્ અમેરિકાના રાજાની પુત્રી ઉલુપી સાથે અર્જુનના લગ્ન થયાં હતાં.

૫ મનુસ્મૃતિમાં લખ્યું છે, કે સમુદ્રમાં આવવા જવા વાળી નૈકાઓ પર કર લગાવવો જોઇએ. વિદેશીઓ અને તેમના માલનું આર્યાવર્તમાં, તેમજ આર્યાવર્ત નિવાસીઓ તથા તેમના માલનું વિદેશમાં આવવું જવું સંભવિત થાય તોજ આ વાત સંભવી શકે અન્યથા નહિ.

૬ મહારાજ યુધિષ્ઠરે જ્યારે રાજસૂય યજ્ઞ આરંભ્યો હતો, ત્યારે તેમણે તે યજ્ઞમાં આવવા માટેનાં નિમંત્રણો ભૂગોળના સર્વ રાજાઓને મોકલ્યા હતા, અને એ કાર્યને માટે ભીમ, અર્જુન, સહદેવ અને નકુળને મોકલવામાં આવ્યા હતા

આ સર્વ બાબતો પરથી પ્રતીત થાય છે, કે પૂર્વે આર્યાવર્તના લોકો દેશ–દેશાંતર અને દ્વીપ–દ્વીપાંતરમાં જતા આવતા હતા. જો તેમને આજકાલની માફક સ્પર્શાસ્પર્શ કે ધર્મ ભ્રષ્ટતાનો ભય હોત, તો તેઓ વિદેશમાં શી રીતે ભ્રમણ કરી શકત ? મૂર્ખ લોકોના બ્હેકાવવાથી અને અજ્ઞાન વધવાથી આ ભય ઉત્પન્ન થયો છે. દેશદેશાંતરમાં તથા દ્વીપદ્વીપાંતરમાં જવાથી ત્યાંના અનેકવિધ મનુષ્યોનો સંગ થાય છે, તથા તેમની રીતભાત જોવાનો પ્રસંગ પ્રાપ્ત થાય

છે. પોતાના દેશના રાજ્ય અને વ્યાપારમાં વૃદ્ધિ થાય છે. તેમજ વિદેશના જ્ઞાનથી લોકો નિર્ભય અને શૂરવીર બને છે. વળી તેઓ સારા સારા વ્યવહારોને ગ્રહણ કરી, નઠારી આબતોનો ત્યાગ કરવામાં તત્પર થાય છે, અને ઐશ્વર્યની પ્રાપ્તિ કરે છે. દેશ-દેશાંતરના ઉત્તમ પુરૂષોનો સંગ કરવામાં સ્પર્શાસ્પર્શ અને અન્ય દોષ શી રીતે હોઇ શકે? આ વાત સત્ય છે, કે વિદેશમાં જઇને માંસ-ભક્ષણ અને મદ્યપાન આદિ તેમના દોષોને ગ્રહણ કરવા ન જોઇએ. પરંતુ તેમનાં સદ્ગુણો ગ્રહણ કરવામાં શો દોષ છે? જો આપણે તેમના સ્પર્શમાં પણ પાપ ગણીએ, તો વખત આવે તેમની સાથે યુદ્ધ શી રીતે કરી શકીએ? કારણ કે યુદ્ધ સમયે તો તેમનો સ્પર્શ અનિવાર્ય છે. સાથે સાથે એ પણ લક્ષમાં રાખવું જોઇએ કે ધર્મ આપણા આત્મા અને કર્તવ્ય સાથે સમ્બન્ધ ધરાવે છે. આપણે જો સદા સત્ કર્મોના કરનાર હોઇએ, તો દેશ દેશાંતરમાં ક્યાંય પણ જવામાં દોષ લાગતો નથી લાગી શકતો નથી. એક વસ્તુ આવશ્યક છે. અને તે એ કે આપણને વેદોક્ત ધર્મનું જ્ઞાન અને પાખંડમતનું ખંડન બરાબર લક્ષમાં હોવું જોઇએ, કે જેથી આપણે ક્યાંયે ફસાઇ પડીએ નહિ, અને આપણને કોઇ અસત્ય માર્ગે દોરી શકે નહિ.

**કાચી અને પાકી રસોઇ.**

પાખંડી લોકો પાણીથી બનાવેલી-પકાવેલી વસ્તુઓને "કાચી રસોઇ," અથવા 'સખડી' અને ઘી-દૂધ આદિમાં પકાવેલી વસ્તુ-

ઓને "પાકી રસોઇ" અથવા 'નિખડી' કહે છે. ભોજનમાં આવા પ્રકારના ભેદ એ કેવળ પાખંડ છે. ઘી અને દૂધમાં પકાવેલી વસ્તુઓ સ્વાદિષ્ટ અને પૌષ્ટિક હોવાથી પાતલ ચટ્ટાં પુરોહિતો, પેટ ભરા પંડિતો, અને ભોજન ભટ્ટોએજ આવા પ્રકારનો "કાચી–પાકી"નો પ્રપંચ રચ્યો છે.

**પોતાના હાથની રસોઇ**

ભારતવર્ષમાં પોતાના હાથનુંજ પકાવેલું ખાવું એવો એક ભ્રમ ફેલાએલો છે. અમુકનું ગ્રાહ્ય અને તમુકનું અગ્રાહ્ય એ વસ્તુનો અતિરેક થઇ રહ્યો છે. નાતજાતના વાડા એવી તો કઢંગી રીતથી બંધાઈ ગયા છે, કે સ્વજ્ઞાતિનો ગમે તેવો ગંદો કે અસ્વચ્છ રસોઇયો રસોઇ પકાવે તે ગ્રાહ્ય ગણાય છે, અને પર જ્ઞાતિનો ચાહે તેવા શુદ્ધ અને સ્વચ્છ મનુષ્યની રસોઇ આપણને અગ્રાહ્ય જણાય છે. તરતજ આપણે અભડાઇ જઇએ છીએ. આ છુઆછૂતને લઇને આપણે દિનપ્રતિદિન નિર્બળ બનતા જઇએ છીએ. આપણે બધા એકબીજાથી નિરાળા છીએ એવો ભયંકર ખ્યાલ આપણામાં પેસી ગયો છે, અને તેથી આપણી શક્તિ રોજ રોજ હરાવી જાય છે. રે જાતપાત !*

* હિંદમાં જ્યારે મરાઠા રાજ્ય તેની ચઢતી કળામાં હતું ત્યારે પણ આ નાત જાતના દુષ્ટ દૈત્યે કંઈ ઓછો દાટ વાળ્યો નથી. દાખલા તરીકે પાણીપતની ત્રીજી લડાઇમાં જ્યારે મરાઠાઓ પોતાના વિશાળ સૈન્ય સાથે એક બાજુ એકત્ર થઇને પડેલા હતા, ત્યારે બીજી બાજુ અહમદશાહ અબ્દલી પ્રમાણમાં એક નાના લશ્કર સાથે છાવણી નાખીને પડેલો હતો. મરાઠાઓની જબ્બર સંખ્યાથી તે

મહાભારતના યુદ્ધમાં લોકો પોતાની સવારી પરજ ખાઇ લેતા. મહારાજ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં ભૂગોળના રાજાઓ, ઋષિઓ, અને મહર્ષિઓ આવ્યા હતા, અને તે સઘળા એકજ પાકશાળામાં ભોજન કરતા હતા. આપણા ચૂલા, ચોકા, અને રસોઇના પ્રશ્ને ભારતવર્ષનાં સ્વાતંત્ર્ય, સમૃદ્ધિ, રાજ્ય, વિદ્યા, આદિ પરજ ચોકો વાળી દીધો છે.

હા, એક વાત અવશ્ય લક્ષમાં રાખવી, કે મદ્ય-માંસનું સેવન કરનારા, કે જેનાં શરીરો મદ્ય-માંસના પરમાણુંથી પૂરિત છે, તેમના હાથનું ભોજન ન લેવું જોઇએ. તેમજ અસ્વચ્છ કે ગંદા માણસની રસોઇથી પણ દૂર રહેવું જોઇએ.

**ભક્ષ્ય અને અભક્ષ્ય** ભક્ષ્ય અને અભક્ષ્ય પદાર્થો બે પ્રકારનાં હોય છે. એક ધર્મશાસ્ત્રોક્ત અને બીજા વૈદકશાસ્ત્રોક્ત.

હિંમત હારી ગયો હતો. એક વખત જ્યારે તે પોતાના લશ્કરના સરદારો સાથે ચર્ચા ચલાવતો મરાઠા છાવણીનું નિરીક્ષણ કરી રહ્યો હતો, ત્યારે ત્યાં અનેક સ્થળે બળી રહેલા જુદા જુદા તાપણા જોઇને તેણે તે વિષે પોતાના સરદારોને પૂછી જોયું. તેમણે જણાવ્યું કે એ તો મરાઠાઓ પોતાનો ખોરાક રાંધે છે. અહમદશાહે કહ્યું. "પણ આટલા બધા ચૂલા શા માટે?" જવાબ મળ્યો કે મરાઠાઓમાં એટલી બધી જાતિઓ અને પેટા જાતિઓ છે, અને ઊંચ નીચનો એટલો બધો ભેદભાવ છે કે લગભગ દરેક સિપાઇ પોતાનો ખોરાક જુદોજ પકવે છે. આ સાંભળીને તે હિંમતથી બોલ્યો, "એમ છે? ત્યારે તો મરાઠાઓની મને લેશ માત્ર પણ દરકાર નથી." તેનું તૂટેલું હૃદય પાછું બળમાં આવી ગયું. અને એ લડાઇના આખરી પરિણામથી આજે જગત અજાણ્યું નથી. રે! ભેદ ભાવ!

ધર્મશાસ્ત્રોમાં લખ્યું છે, કે આપણે શુદ્ધ અને સાત્વિક ખોરાક ખાવો જોઈએ. માંસ, મદિરા, અફીણ ગાંજો, ભાંગ, આદિ પદાર્થોનું સેવન કદાપિ ન કરવું જોઈએ. માંસ-ભક્ષણથી મનુષ્યનો સ્વભાવ માંસાહારી થઇ જાય છે, અને તેથી તેમાં હિંસક તત્વો આવી જાય છે. ભક્ષ્ય અભક્ષ્યના સમ્બન્ધમાં અત્રે કેટલુંક વિવેચન કરવામાં આવે છે, તે સદા સ્મરણમાં રાખવું.

૧ હિંસા, ચોરી, વિશ્વાસઘાત, છળકપટ, આદિથી પ્રાપ્ત કરેલા પદાર્થો અભક્ષ્ય કોટિના છે. અને અહિંસા તથા ધર્મ અનુસાર પ્રાપ્ત કરેલા પદાર્થો ભક્ષ્ય કોટિના છે.

૨ જે પદાર્થોથી સ્વાસ્થ્ય સારૂં રહે, રોગનો નાશ થાય, બળ, બુદ્ધિ, પરાક્રમ અને આયુષ્યની વૃદ્ધિ થાય, એવા પદાર્થોનું સેવન ભક્ષ્ય કોટિનું છે.

૩ જે પદાર્થો પોતાની પ્રકૃતિથી વિરૂદ્ધ હોય અને વિકારને ઉત્પન્ન કરવાવાળા હોય, તેમનું સેવન પણ અભક્ષ્ય કોટિનું છે. જે પદાર્થો પોતાની પ્રકૃતિને અનુકુળ છે, તેનું સેવન ભક્ષ્ય કોટિનું છે.

## નિરામિષ ભોજન

મદ્ય-માંસના સેવનથી બુદ્ધિ પણ ભ્રષ્ટ થઇ જાય છે, એવું મનુ મહારાજનું કથન છે.

માંસ ભક્ષણ એ મહા પાપ છે. કારણ કે હિંસા કર્યા વિના માંસની પ્રાપ્તિ થઇ શકતી નથી, અને હિંસા એ મહાન પાપ છે. એક પશુના દૂધથી લાખો મનુષ્ય તૃપ્ત થાય છે— પોષાય છે. વળી પશુઓના પરિવારથી હજારો માણસોની

ખેતી પણ થાય છે. આ કારણથી એક પશુના પ્રાણ લેવાથી લાખો મનુષ્યોના ઘાતનું પાપ લાગે છે. આથી ગાય, ભેંસ, બળદ, બકરાં આદિ પરોપકારી પશુઓને મારી નાખવાં એ મહા પાપ છે.

**ભોજનની સ્વચ્છતા** ભોજન તૈયાર કરવાવાળાએ નખ અને કેશ કપાવી નાખવા જોઇએ.

ઉપરાંત એકી સાથે એકજ પાત્રમાં એકથી વધારે માણસોએ ભોજન કરવું હાનિકારક છે. ઘણા માણસોને અનેક પ્રકારના સંક્રામક રોગો થાય છે. તેમની સાથે જમવાથી એક બીજાને તે રોગોનો ચેપ લાગી જવાનો ભય રહે છે. તેથી ન તો કોઇનું અજીઠું ખાવું કે ન તો કોઇને આપવું. આ રીતે ભોજનની સ્વચ્છતા જાળવવી પણ અત્યંત આવશ્યક છે.

# સમુલ્લાસ અગિઆરમો

## આર્યાવર્તનાં મતોનું ખંડન.

આ આર્યાવર્ત દેશ જગતના સર્વ દેશોમાં ઉત્તમ છે. **આર્યાવર્તની શ્રેષ્ઠતા** અને એજ કારણથી સૃષ્ટિના આદિ કાળમાં આર્ય લોકો અહીં આવીને વસ્યા. આર્ય એટલે શ્રેષ્ઠ અને તેનાથી ઉલટો તે દસ્યુ.

મનુ મહારાજનું કથન છે કે જેટલી વિદ્યાઓ ભૂગોળમાં પ્રસાર પામેલી છે, તે સર્વ આર્યાવર્તમાંથી ગઈ છે. આર્યાવર્તમાંથી વિદ્યા પ્રથમ મિશ્રમાં ગઇ. મિશ્રથી યુનાનમાં, યુનાનથી રોમમાં, અને રોમથી યુરોપ, અમેરિકા આદિમાં પ્રસરી. ફ્રાન્સ દેશ નિવાસી મહાશય એમ. લૅાનીસ જેકોલીયટ પોતાના પુસ્તક ( *La Bible Dans L, Inde* ) *Bible in India* અર્થાત્ "ભારતમાં બાઇબલ' નામક પુસ્તકમાં કહે છે કે "આર્યાવર્ત દેશ સર્વ વિદ્યાઓ અને ભલાઇઓનો ભંડાર છે."

દારા શિકોહ પાદશાહે પણ એજ નિશ્ચય કર્યો હતો, કે "મેં બધી ભાષાઓ–ફારસી–અરબી–આદિનો અભ્યાસ કર્યો, પરંતુ મને શાન્તિની પ્રાપ્તિ તો સંસ્કૃત ભાષામાંજ થઇ."

આર્યાવર્તની શ્રેષ્ઠતા પર લખવા બેસીએ, તો એક દળદાર ગ્રંથ તૈયાર થાય. પરંતુ એ કાર્યને હાલ તો ભવિષ્યના કોઇ અન્ય પ્રસંગને માટે મુલતવી રાખીને આપણે મૂળ વિષય પર વળીએ.

**પતનનો પ્રારંભ** આવા સર્વોત્કૃષ્ટ દેશ આર્યાવર્તના પતનનો પ્રારંભ મહાભારતના યુદ્ધ પછી થયો. સર્વ દેશ શિરોમણી આર્યાવર્ત દેશને મહાભારતના યુદ્ધે એટલો તો ધક્કો પહોંચાડયો, કે તે ઉત્તરોત્તર પતનાવસ્થાની ગર્તામાં ગરક થતો ચાલ્યો. અફસોસ ! જ્યારે ભાઇ ભાઇને મારવા ઉઠે, ત્યારે નાશ થવામાં શી શંકા રહે? જ્યારે નાશ થવાનો સમય ઉપસ્થિત થાય છે, ત્યારેજ અવળી બુદ્ધિ ઉપજે છે. કહ્યું છે, કે વિનાશકાળે વિપરીત બુદ્ધિ.

મહાભારતના ઘોર યુદ્ધમાં મોટા મોટા વિદ્વાનો, રાજા–મહારાજાઓ, અને ઋષિ–મુનિઓ માર્યા ગયા. અને ત્યારથી ઉત્તરોત્તર વિદ્યા તથા વેદોક્ત ધર્મના પ્રચારનો નાશ થતો ચાલ્યો. પ્રત્યેક વર્ણે પોતપોતાનાં કર્તવ્યો તજી દીધાં. અનેકાનેક ધર્મો, પંથો અને મત મતાંતરો ઉત્પન્ન થવા લાગ્યાં. બ્રાહ્મણ મૂર્ખ, ક્ષત્રિય વિષયી, વૈશ્ય લોભી, અને શૂદ્ર ભ્રષ્ટાચારી થઇ ગયા. બાલ–વિવાહ, વૃદ્ધ–વિવાહ, અને બહુ વિવાહે ઘર કર્યું. મૂર્ખ, સ્વાર્થી અને પાખંડીઓ સ્વર્ગના ઇજારદાર બની બેઠા.

એક સત્ ચિત્ આનંદ પરમાત્માના સ્થાને અનેક દેવ
અનેક "ઈશ્વર"ની દેવીઓ પૂજવા લાગ્યાં. બ્રહ્મચર્યનું
પૂજા સ્થાન વ્યભિચારે લીધું. લોકો વિષયાસક્ત બન્યા. અને મદ્ય માંસનું સેવન કરવા લાગ્યા. આમાંથી એક નવોજ માર્ગ એટલે વામમાર્ગ ઉત્પન્ન થયો. તેમણે "શિવ ઉવાચ," "પાર્વતી ઉવાચ," અને "ભૈરવ ઉવાચ" ઇત્યાદિ વાતો પુસ્તકાકારે પ્રકટ કરીને તેનું નામ તંત્ર રાખ્યું.

વામમાર્ગમાં અતિ નિન્દિત, અને શાસ્ત્ર વિરૂદ્ધની મહા અપવિત્ર વસ્તુઓ– મદ્યપાન, માંસ ભક્ષણ, વ્યભિચાર આદિ–શુભ ગણાવા લાગી.

વામમાર્ગીઓ લોકોને અવળે માર્ગે દોરવા લાગ્યા. આ લોકોએજ અશ્વમેધ યજ્ઞ, ગોમેધ યજ્ઞ, અને નરમેધ યજ્ઞના અર્થ વિકૃત કરીને તેના અનર્થ કરી નાખ્યા છે. એ લોકો યજ્ઞમાં પશુઓની કતલ કરીને માંસ ભક્ષણ કરવા લાગ્યા; અને બહાનું એ બતાવ્યું કે એથી પશુઓ સ્વર્ગમાં જાય છે.

અશ્વમેધ, ગોમેધ, અને નરમેધના અર્થ નીચે મુજબ છે.

राष्ट्रं वा अश्वमेधः [ शत. १३ । १ । ६ । ३ ]
अन्नं हि गौः ॥ [ शत. ४ । ३ । १ । २५ ]
अग्निर्वा अश्वः । आज्यं मेधः ॥ [ शत पथ ब्राह्मणे ]

રાજાએ ન્યાયથી અને ધર્મથી પ્રજાનું પાલન કરવું, અને વિદ્યા પ્રદાતા યજમાને, અગ્નિમાં ઘૃતાદિનો હોમ કરવો, એ અશ્વમેધ કહેવાય છે..

અન્ન, ઇંદ્રિય, કિરણ અને પૃથ્વી, આદિને પવિત્ર રાખવાં એ ગોમેધ કહેવાય છે.

અને મનુષ્યના મૃત્યુ બાદ તેને વિધિપૂર્વક દાહ આપવો, તે નરમેધ કહેવાય છે.

જો પશુઓનો યજ્ઞમાં હોમ કરવાથી તે સ્વર્ગે જતાં હોય, તો એ સિદ્ધાંતના પ્રવર્તકો પોતાનાં માતા-પિતા, અને સ્ત્રી-પુત્રાદિને મારીને તેમને સ્વર્ગમાં શા માટે પહોંચાડતા નથી ? અથવા મૃતને તરતજ વેદીમાં સજીવ કેમ કરતા નથી ?

'નરમેધ' એટલે મૃત શરીરને વિધિવત્ અગ્નિદાહ આપવો. તેને બદલે મૂર્ખ લોકો મનુષ્યોને મારી મારીને તેમને યજ્ઞમાં હોમવા લાગ્યા. જ્યાં સત્ય વાતો વિકૃત થઇ ને તેના આવા આવા અનર્થો થતાં હોય, ત્યાં સુખ શાન્તિનો સંભવ કયાંથી હોય ? મૂર્ખ લોકોએ યજ્ઞ જેવા પવિત્ર કર્મને પણ કલંકિત કરી દીધું.

**બૌદ્ધ અને જૈન મત.** જ્યારે મનુષ્યોએ આવાં આવાં કર્મો જોયાં ત્યારે તેમની વેદો પરથી શ્રદ્ધા હઠી ગઇ. અને તેથી કરીને તે અરસામાં બૌદ્ધ અને જૈન મત પ્રચલિત થયા. લોકોએ વેદાભ્યાસનો ત્યાગ કર્યો. અનેક પ્રકારની શંકાઓ ઉઠવા લાગી. અને તેનું સમાધાન કરનાર કોઇ ન રહેવાથી લોકો બૌદ્ધ અને જૈન મતનો સ્વીકાર કરવા લાગ્યા. વેદોનું પઠન-પાઠન તેમજ યજ્ઞોપવિત. અને બ્રહ્મચર્યનો લોપ થઇ ગયો. જેટલાં મળી શકયાં તેટલાં વેદોનાં પુસ્ત-

કોને બાળવામાં આવ્યાં. વૈદિક ધર્મીઓને શિક્ષા થવા લાગી. જૈન લોકો ઋષભદેવથી માંડીને મહાવીર પર્યંત પોતાના ચોવીસ તીર્થંકરોની મોટી મોટી મૂર્તિઓ બનાવીને તેનું પૂજન કરવા લાગ્યા. મૂર્તિપૂજા આજ લગભગ અઢી હજાર વર્ષો થયાં આ જૈન લોકો થકી ચાલી છે.

આજથી બાવીસસો વર્ષ ઉપર દ્રાવિડ દેશોત્પન્ન એક

**શંકરાચાર્ય** બ્રાહ્મણને વિચાર થવા લાગ્યો, કે સત્ય વૈદિક ધર્મનો લોપ થઈને નાસ્તિક ધર્મનો પ્રચાર શી રીતે વધી ગયો ? અને એ નાસ્તિકતાનો નાંશ કરીને સત્ય વૈદિક ધર્મની પુનઃ સ્થાપના શી રીતે થઇ શકે ? આ દ્રાવિડી બ્રાહ્મણ તે અન્ય કોઈ નહિ પરંતુ શંકરાચાર્યજી પોતેજ હતા. તેમણે પોતાનાં તથા જૈનોનાં ધર્મશાસ્ત્રોનો મનન પૂર્વક અભ્યાસ કરવા માંડયો. બહુ બહુ વિચારોના પરિણામે તેમને નિશ્ચય થયો, કે શાસ્ત્રાર્થથી નાસ્તિક મતનું ખંડન, અને વૈદિક ધર્મનું મંડન પુનઃ થઈ શકે તેમ છે. આવો નિશ્ચય કરીને તેઓ ઉજ્જૈન નગરીમાં આવ્યા, ત્યાં તે સમયે સુધન્વા નામનો રાજા રાજ્ય કરતો હતો. એ રાજા જૈન ગ્રંથો ઉપરાંત થોડું સંસ્કૃત પણ જાણતો હતો. ત્યાં જઇને શંકરાચાર્યે વેદોપદેશ કરવા માંડયો. વિશેષમાં તેમણે રાજાને કહ્યું, કે હું જૈન લોકો સાથે શાસ્ત્રાર્થ કરવા માગું છું. જો હું જીતું તો જૈનોએ વૈદિક ધર્મ સ્વીકારવો, અને હારી જાઉં તો હું જૈન મતનો સ્વીકાર કરૂં રાજાએ શંકરાચાર્યજીની આ વાત સાંભળીને અત્યંત પ્રસન્નતાપૂર્વક કહ્યું, કે સત્યાસત્યનો નિર્ણય કરાવવાને હું તમારો શાસ્ત્રાર્થ અવશ્ય

કરાવીશ. આ કારણથી તેણે શાસ્ત્રાર્થ માટે દૂરદૂરથી જૈન પંડિતોને તેડાવી લીધા. શંકરાચાર્યજીએ જૈન પંડિતો સાથે શાસ્ત્રાર્થ ચલાવવા માંડયો. શાસ્ત્રાર્થમાં શંકરાચાર્યજીનો વિજય થયો, અને જૈન મતવાદીઓનો પરાજય થયો. થોડા સમય પછી એક જૈને વૈદિક ધર્મી હોવાનો ડોળ કરીને છળકપટથી સ્વામિ શંકરાચાર્યજીને વિષ આપ્યું, અને તેથી તેમનો દેહાંત થયો.

**શૈવ મત**

સ્વામિ શંકરાચાર્યજીથી થોડાં વર્ષ પૂર્વે શૈવ મત પ્રચલિત થયો હતો. જૈનોની દેખાદેખી કરીને શૈવમતાનુયાયીઓ પણ જૈનોના જેવાં મંદિર બનાવવા લાગ્યા, અને મૂર્તિઓ બનાવી તેમનું પૂજન કરવા લાગ્યા. જૈનોનાં ચોવીસ તીર્થંકરોની સામે તેમણે ચોવીસ અવતારો અને જુદાજુદા અઢાર પુરાણ બનાવ્યાં.

**વૈષ્ણવ મત**

રાજા ભોજથી દોઢસો વર્ષ પછી વૈષ્ણવ મતનો આરંભ થયો. શૈવ લોકોએ જેમ શિવપુરાણ બનાવ્યું તેમ વૈષ્ણવોએ વિષ્ણુ પુરાણ બનાવ્યું. કંજર જાતિમાં શઠકોપ નામનો એક માણસ ઉત્પન્ન થયો. તેણે આ ધર્મ થોડો ઘણો ચલાવ્યો. ત્યારપછી ભંગી કુળમાં મુનિવાહન થયો. ત્યારબાદ યાવનાચાર્ય યવન કુળમાં ઉત્પન્ન થયો. અને તે પછી ચોથો રામાનુજ, બ્રાહ્મણ કુળમાં પેદા થયો. તેણે પોતાનો મત ફેલાવ્યો. શૈવોએ શિવ-પુરાણ, શાક્તોએ દેવી-ભાગવતાદિ, અને વૈષ્ણવોએ વિષ્ણુ પુરાણ આદિ બનાવ્યાં. વાસ્તવમાં તેમણે નવું જ નામ રાખવું જોઈતું હતું. પણ

જો કોઈ દરિદ્રી પોતાના પુત્રનું નામ મહારાજાધિરાજ રાખે, અને આધુનિકનું નામ સનાતન રાખે, તો તેમાં આશ્ચર્ય શું ? જેવા એ લોકોના પરચુરણ ઝગડા છે તેવા ઝગડા તેમણે પુરાણોમાં પણ રાખ્યા છે.

## મૂર્તિપૂજા વિચાર

શિષ્ય–ગુરૂજી ! મૂર્તિપૂજા કયાંથી ચાલી ?

ગુરૂ–જૈનોના સમયથી.

શિષ્ય–જૈનોએ કેમ ચલાવી ?

ગુરૂ–પોતાની મૂર્ખતાથી.

શિષ્ય–જૈન લોકો તો કહે છે, કે ધ્યાન મગ્ન મૂર્તિઓ જોતાં આપણું મન પણ શાન્ત બને છે.

ગુરૂ–જીવ ચેતન છે અને મૂર્તિ તો જડ છે. શું જડ મૂર્તિની માફક જીવ પણ જડ બની જશે ?

શિષ્ય–જો મૂર્તિપૂજા જૈનોથીજ ચાલી હોય, તો અન્ય પૌરાણિક લોકની મૂર્તિઓ જૈનોની મૂર્તિઓ જેવી કેમ નથી ?

ગુરૂ–જો તેમજ કરત, તો તેઓ જૈનો સાથે મળી જવાનો સંભવ રહેત. આ કારણથી તેમણે જુદા પ્રકારની મૂર્તિઓ બનાવી.

શિષ્ય–ઈશ્વર નિરાકાર હોવાથી તેનું ધ્યાન થઇ શકે નહિ. માટે મૂર્તિ તો બનાવવીજ જોઇએ.

ગુરૂ–જો ઇશ્વર નિરાકારજ હોય, તો તેની મૂર્તિ બની શકતીજ નથી. જો પત્થરની મૂર્તિને જોવાથી ઇશ્વરનું ધ્યાન

થાય, તો ઇશ્વર કૃત પૃથ્વી સૂર્ય આદિ જોવાથી તેનું ધ્યાન કેમ ન થાય?

શિષ્ય-ઇશ્વર નિરાકાર છે એ વાત તો ઠીક છે, પરંતુ તેણે શિવ, વિષ્ણુ, રામ, કૃષ્ણ, આદિ અવતારો ધારણ કરેલા હોવાથી, તેમની મૂર્તિઓ બનાવીને પૂજવામાં હરકત શી?

ગુરૂ-પરમાત્માને આપણે અકાય કહીએ છીએ તો તે અવતાર કેમ ધારણ કરે? સર્વવ્યાપી બ્રહ્મ એકદેશીય બનીને ગમન-આગમન શી રીતે કરે? આવવું-જવું તો એક દેશીય માટે છે. સર્વવ્યાપી માટે નહિ.

શિષ્ય-બરાબર. હવે જો પરમાત્મા સર્વવ્યાપીજ છે, તો મૂર્તિમાં કાં નહિ? એ રીતે તો મૂર્તિપૂજામાં કશો દોષ ન હોઇ શકે!

ગુરૂ-ઇશ્વર તો સર્વવ્યાપક છે, પરંતુ તેની કોઈ એકજ વસ્તુમાં ભાવના કરવી, અને અન્યત્ર ન કરવી એ કેટલી વિચિત્ર વાત છે? એક ચક્રવર્તી રાજાને આખા દેશમાંથી હટાવીને એક ઝુંપડીનો સ્વામિ બનાવવો તે શું તેનું અપમાન કરવા બરાબર નથી કે? ઇશ્વર સર્વવ્યાપક છે તો શું તે પુષ્પ, ચન્દન, પાણી, અક્ષત આદિમાં નથી કે? જો છે, તો શું તેથી ઇશ્વરને ઇશ્વર પર ચઢાવવા જેવું થતું નથી કે?

શિષ્ય-મહારાજ! અમે સાંભળ્યું છે, કે પૂજારી લોકો મૂર્તિમાં મંત્રોથી આવાહન કરે છે.

ગુરૂ–જો આવાહન કરવાથી ઇશ્વર અથવા દેવતા આવતાં હોય, તો મૂર્તિ ચેતન કેમ નથી થઇ જતી ?

શિષ્ય–શું ત્યારે વેદોમાં મૂર્તિપૂજાનું ખંડન છે ખરૂં ?

ગુરૂ–અવશ્ય છે. જુઓ યજુર્વેદમાં લખ્યું છે કે **न तस्य प्रतिमा अस्ति. ( यजु, ३२ । ३ ॥ )** અર્થાત્ તેની એટલે પરમાત્માની પ્રતિમા–મૂર્તિ–નથી, આમ વેદોમાં મૂર્તિપૂજાનો ખુલ્લો નિષેધ કર્યો છે. તો પછી મૂર્તિપૂજા કરીને વેદ વિરૂદ્ધ કાર્ય કરવું યોગ્ય નથી. આમ કરવાથી વેદની નિંદા થાય છે. અને વેદનો નિંદક નાસ્તિક કહેવાય છે. જુઓ મનુ મહારાજ કહે છે, કે "**नास्तिको वेदनिन्दकः ॥ [ मनु. २ । ११ ॥ ]**

શિષ્ય–લોકો કહે છે કે નિરાકારમાં જીવ ન લાગતો હોવાથી મન સ્થિર કરવાને સામે મૂર્તિ રાખવાની જરૂર છે.

ગુરૂ–સાકારમાં મનની સ્થિરતા કદાપિ સંભવી શકતી નથી. જો સાકારનું ધ્યાન ધરવા બેસશો, તો સાકારના પ્રત્યેક અંગોમાં મન દોડતું ફરશે. તે કદી પણ શાન્ત નહિ રહી શકે. જો એથી શાન્તિ પ્રાપ્ત થતી હોત, તો સાંસારિક પુરૂષોનાં મન સદૈવ દ્રવ્યાદિમાં લાગેલા રહે છે તે શાન્ત થઇ જાત. પરંતુ તેમણે હજુ શાન્તિ પ્રાપ્ત કરી હોય એવું જણાતું નથી.

શિષ્ય–ખરેખર ! હવે હું બરાબર સમજ્યો, કે મૂર્તિ-પૂજા કરવી, તે યોગ્ય નથી. હવે મૂર્તિપૂજામાં શા શા દોષ છે તે પણ મને સંક્ષેપમાં જણાવવાની કૃપા કરો એવું ઇચ્છું છું.

ગુરૂ–સાંભળો,

૧ મૂર્તિપૂજાથી પરમાત્માનું ધ્યાન નથી થતું. શાસ્ત્રો કહે છે કે "ऋते ज्ञानान्न मुक्तिः" અર્થાત્ પરમાત્માના જ્ઞાન વિના મુક્તિ પ્રાપ્ત થતી નથી.

૨ કરોડો રૂપિયા મંદિરો આદિ બનાવવામા વ્યર્થ જાય છે.

૩ સ્ત્રી–પુરૂષોના મંદિરમાં આવવા જવાથી અને ઠઠામશ્કરી ચાલવાથી વ્યભિચાર વધે છે.

૪ પાષાણપૂજાનેજ સર્વ સુખનું સાધન માનીને આપણે પુરૂષાર્થ હીન થઇ જઇએ છીએ.

૫ જુદી જુદી મૂર્તિઓના પૂજારીઓમાં વૈમનસ્ય ઉત્પન્ન થાય છે.

૬ પરમાત્માને નામે એક પત્થરની મૂર્તિની સ્થાપના કરવી એ ઇશ્વરનું અપમાન કરવા બરાબર છે.

૭ પરમાત્માને સર્વવ્યાપી ન સમજતાં તેને દેશદેશાવરમાં પોતાની સાથે ભટકાવવો પડે છે.

૮ પૂજારીઓને દ્રવ્ય મળવાથી તેઓ તેનો દુરૂપયોગ કરતા થાય છે, અને તેથી દેશને હાનિ પહોંચે છે.

૯ માતા–પિતારૂપી ખરેખર ચેતન મૂર્તિઓનો સત્કાર થતો નથી.

૧૦ મૂર્તિ તૂટવાથી દેવતાને હાનિ થાય છે એવી ખોટી ભાવના મનમાં ઘર કરી બેસે છે, અને તેથી અજ્ઞાનમાં વૃદ્ધિ થાય છે.

૧૧ જડના સંગથી બુદ્ધિ પણ જડ બની જાય છે.

૧૨ સુગન્ધિત પદાર્થોનો યથાયોગ્ય ઉપયોગ ન થતાં તેને જ્યાં ત્યાં ફેંકી દેવાય છે અને તેથી દુર્ગંધ ફેલાય છે. પરમાત્માએ ફૂલો આદિને પત્થર પર ચઢાવવા માટે નથી સરજ્યાં.

આ સ્થળે મૂર્તિપૂજાના માત્ર થોડાકજ દોષો બતાવ્યા છે. એવા તો બીજા અનેક છે. માટે બુદ્ધિનો ઉપયોગ કરી મૂર્તિપૂજાનો સદા ત્યાગ કરવો.

પંચાયતન પૂજા

પાંચ ચેતન મૂર્તિઓની પૂજા આપણે નિત્ય પ્રતિ **પાંચ દેવતાની પૂજા** કરવી જોઇએ અને એ પાંચ નીચે મુજબ છે.

૧ સૌથી પહેલાં માતા. એ મૂર્તિ અતિ પૂજનીય છે. સંતાનોએ માતાની તન-મન-ધનથી પૂજા કરીને તેને સદા પ્રસન્ન રાખવી જોઇએ. તથા તેને લેશ પણ દુઃખ આપવું ન જોઇએ.

૨ જેમ માતા, તેમ પિતા પણ સત્કાર યોગ્ય છે. તેની પણ એજ પ્રમાણે સદા સેવા કરવી જોઇએ

૩ આચાર્ય, જેણે તમોને વિદ્યા આદિનું શિક્ષણ આપીને યોગ્ય કર્યા તેની પણ સેવા કરવી જોઇએ.

૪ જેના આવવાની કોઇ તિથિ નિશ્ચિત ન હોય, કિન્તુ અચાનક આવી ચડે, એવા ધર્માત્મા, પરોપકારી, અને વિદ્વાન મહાત્માની યથાયોગ્ય સેવા કરવી.

૫ પતિ માટે પત્ની, અને પત્ની માટે પતિ, એ બંને એક-બીજાનો સત્કાર કરવા યોગ્ય છે.

પાંચ મૂર્તિમાન દેવ આ છે. અને એમની સેવા કરવાથીજ મનુષ્ય આ લોક અને પરલોકમાં કલ્યાણ પ્રાપ્ત કરીને પરમાત્માને પામે છે.

**તીર્થ શબ્દનો અર્થ** મનુષ્ય જે થકી દુઃખથી તરી જાય, તેનું નામ તીર્થ. પાણી, એ તીર્થ કદી પણ ન કહેવાય. કારણ કે તે તો ડુબાવવાવાળું છે. હા નૌકા કે પૂલનું નામ કદાચ તીર્થ કહી શકાય ખરૂં, કે જેથી મનુષ્ય નદી કે સમુદ્રથી પાર ઉતરી શકે. આજકાલના કહેવાતા તીર્થ-સ્થાનોમાં કેટલો દંભ, કેટલી હત્યાઓ અને કેટલું પાપ પોષાય છે, એ જાણીએ તો આપણને તીર્થસ્થાનનું નામ સાંભળતાંજ ચીતળી ચઢે. માટે મનુષ્યનું ખરેખરૂં તીર્થ માતા, પિતા અને ગુરૂની સેવા કરવી એજ છે. બીજું બધું માત્ર જુઠાણુંજ છે.

**પુરાણ પ્રકરણ** પુરાણ (જુના) હોવાથી પુરાણ કહેવાતા હશે એમ આપણને પુરાણનું નામ સાંભળતાંજ ભાવના થાય છે. પુરાણ પર અટલ વિશ્વાસ રાખનાર તેને પાંચમો વેદ ગણે છે. પુરાણ અઢાર છે. ભાગવત બે છે. એક દેવી ભાગવત, જે ભક્તોની છે તે, અને બીજી શ્રીમદ્ ભાગવત જે વૈષ્ણવોની છે તે. બંને પક્ષો પોતપોતાની ભાગવતને વ્યાસકૃત માને છે. કારણ કે એ લોકોની માન્યતા છે, કે સર્વે પુરાણો પણ વ્યાસજીએજ બનાવ્યા છે. પરંતુ

વિચાર કરતાં જણાય છે, કે એક પણ પુરાણ વ્યાસજીનું બનાવેલું નથી. કારણ કે વ્યાસજીનો સમય મહાભારતના કાળ સમીપ છે, અને પુરાણોમાં તો બુદ્ધદેવનું વર્ણન છે. બુદ્ધદેવ વ્યાસજી પછી બે અઢી હજાર વર્ષે થયા છે. વાસ્તઃવમાં પુરાણ બ્રાહ્મણ ગ્રંથોને કહે છે કે જેની અંદર જગતની ઉત્પત્તિનું વર્ણન આવેલું છે. એ 'પુરાણ' શબ્દ વેદવ્યાસની પૂર્વે પણ પ્રચલિત હતો. અશ્વમેધના અંતમાં પુરાણોની કથા સાંભળવામાં આવતી હતી. જો શિવપુરાણાદિ પ્રાચીન પુરાણ હોય, તો વેદવ્યાસથી પહેલાં પુરાણોની કઇ કથા સાંભળવામાં આવતી હતી ? પુરાણોના કથન અનુસાર તો વ્યાસજી પછી કલિયુગમાં અશ્વમેધ યજ્ઞ કરવાનું વર્જિત થઇ ગયું. આ બધાં કારણોને ધ્યાનમાં લેતાં પુરાણો વેદ વ્યાસનાં બનાવેલાં નથી એવું સિદ્ધ થાય છે.

ભોજરાજાના વખતમાં કોઇએ શિવપુરાણ અને માર્કંડેય વ્યાસજીના નામથી બનાવ્યું હતું. જેના સમાચાર રાજા ભોજને થતાં તેણે તે પંડિતોને હસ્તછેદન આદિ દંડ પણ આપ્યા હતા. અને સર્વને જણાવ્યું હતું કે જે કોઈ કાવ્યાદિ ગ્રંથો બનાવે, તેણે તે પોતાના નામથી બનાવવા. પરંતુ ઋષિ મુનિઓના નામથી કોઇએ પણ બનાવવા નહિ. આ વાત રાજા ભોજે પોતાના "સંજીવની" નામના ગ્રંથમાં લખી છે. એ ગ્રંથ ગ્વાલીયરના રાજ્યમાં 'ભિંડ' નગરમાં ત્રવાડી બ્રાહ્મણોના ઘરમાં છે. લખુનાના રાવસાહેબ તથા તેના ગુમાસ્તાએ એ ગ્રંથ જોયો છે. એમાં સ્પષ્ટ લખ્યું છે, કે વ્યાસજીએ ૪૪૦૦ તથા તેમના શિષ્યોએ ૫૬૦૦ એટલે

એકંદરે દશહજાર શ્લોકોવાળું મહાભારત બનાવ્યું હતું. એ મહાભારત મહારાજા વિક્રમાદિત્યના સમયમાં વીસ હજાર શ્લોકવાળું થઇ ગયું. મહારાજા ભોજ કહે છે કે મારાં પિતાશ્રીનાં વખતમાં પચ્ચીસ હજાર શ્લોકવાળું; અને મારી ઉમ્મરમાં ત્રીસ હજાર શ્લોકોવાળું મહાભારત મળે છે. ને આવી રીતે ઉત્તરોત્તર વધતુંજ જશે તો મહાભારત ઊંટના બોજા જેટલું બની જશે. જો આ પ્રમાણે ઋષિમુનિઓનાં નામથી પુરાણાદિ બનાવનાર હશે, તો આર્યાવર્તના લોકો ભ્રમ-જાળમાં પડીને વૈદિક ધર્મવિહીન બની ભ્રષ્ટ થઇ જશે.

ભાગવતનો બનાવનાર તે બોપદેવ હતો, કે જેના ભાઇ જયદેવે "गीत गोविन्द" લખ્યું છે. બોપદેવ પ્રણિત હિમાદ્રિના ગ્રંથમાં બોપદેવ પોતેજ લખે છે, કે શ્રીમદ ભાગવતમેં બનાવ્યું છે. આ વસ્તુની જેને ખાતરી કરવી હોય તેણે હિમાદ્રિ ગ્રંથમાં જોઇ લેવું.

શ્રીકૃષ્ણનું ચરિત્ર પણ મહાભારતમાં અત્યુત્તમ વર્ણવ્યું છે. એનાં ગુણ-કર્મ-સ્વભાવ અને ચરિત્ર આપ્ત પુરૂષોના જેવાં હતાં. શ્રીકૃષ્ણના જન્મથી લઇને મરણ પર્યંત તેમનું કોઇ પણ આચરણ ખરાબ હોય, એવું મહાભારતમાં કોઇ પણ સ્થળે દેખાતું નથી. પરંતુ ભાગવતકારે તો શ્રીકૃષ્ણ પર અનુચિત, મનમાન્યા અનેક દોષો લગાવી દીધાં છે.

આ રીતે પુરાણો-ભાગવત આદિ કૃત્રિમ છે, અને તેમાં અનેક બુદ્ધિ વિરૂદ્ધની વાતો ભરેલી છે.

**ગ્રહ પ્રકરણ**

ગ્રહો આપણા પર પ્રસન્ન થાય છે, ક્રોધિત થાય છે, આદિ મિથ્યા વાતો અજ્ઞાની અને પાખંડી લોકોએ ફેલાવી છે. દરેક ગ્રહ માટે સ્વાર્થી લોકો એક એક વેદમંત્ર બતાવે છે. પરંતુ તેમ નથી. એ લોકો પોતાના સ્વાર્થની ખાતર મંત્રનો અર્થ મારી મચડીને કરે છે. ગ્રહો જડ છે. ચેતન નથી. તે કદી પ્રસન્ન પણ નથી થતા, અને ક્રોધિત પણ નથી થતા. માટે ગ્રહદશા, પનોતી આદિ સઘળી વાતો મિથ્યા છે. તેમાં લેશ પણ વિશ્વાસ મૂકવાની આવશ્યકતા નથી.

**સૂર્ય અને ચંદ્રગ્રહણ**

ગ્રહણની બાબતમાં પણ એક પ્રકારનો ભ્રમ ફેલાયેલો છે. ગ્રહણનું જ્ઞાન, એ જ્યોતિષ વિદ્યાનું ફળ છે. જ્યોતિષ બે પ્રકારનું છે. ગણિત અને ફલિત. ગણિત–જ્યોતિષ એટલે તારાની ચાલ, ગ્રહણનું જ્ઞાન આદિ જે વડે જાણી શકાય તે. ફલિત જ્યોતિષ અસત્ય છે. એમાં ગ્રહોની અનુકુળતા, પ્રતિકુળતા, દશા, પનોતી, આદિ આવે છે. આ બધી એક જાતની ભ્રમ જાળ છે. ખરૂં જ્યોતિષ તો ગણિતનુંજ છે.

જ્યારે સૂર્ય અને પૃથ્વીની વચ્ચે ચંદ્રમા આવે છે, ત્યારે સૂર્યગ્રહણ થાય છે. અને જ્યારે સૂર્ય અને ચંદ્ર વચ્ચે પૃથ્વી આવે છે, ત્યારે ચંદ્રગ્રહણ થાય છે. અર્થાત્ ચંદ્રની છાયા ભૂમિ ઉપર અને ભૂમિની છાયા ચંદ્ર ઉપર પડે છે. સૂર્ય તો પ્રકાશરૂપ હોવાથી, તેના ઉપર કોઇની છાયા પડતી નથી. આ સિવાય ગ્રહણ થવાનું અન્ય કારણ એક પણ નથી.

વળી સૂર્યગ્રહણ અમાવાસ્યાના દિવસે, અને ચંદ્રગ્રહણ પૂર્ણિમાના દિવસેજ થાય છે. તેમાં કદી પણ ફેરફાર થઇ શકતો નથી. કારણ કે એ દિવસો સિવાય ગ્રહણના ઉપરોક્ત સંજોગો ઉત્પન્ન થતા નથી. સૂર્ય, ચંદ્ર, અને પૃથ્વી સમાંતર લીટીમાં આવતાં નથી.

**ગરૂડ પુરાણ** કેટલાક કહે છે કે વિષ્ણુ ભગવાનની સવારીમાં એક ગરૂડ પક્ષી રહે છે. માટે તેના નામથી વ્યાસજીએ એક પુરાણ બનાવીને તેનું નામ ગરૂડ પુરાણ રાખ્યું છે. એની અંદર યમરાજાનું આવવું અને વૈતરણી નદી આદિની વાતો છે. પરંતુ તે પણ સૌ વેદ વિરૂદ્ધ અને મિથ્યા છે.

**વ્રત પ્રકરણ** એકાદશી વ્રતો, ઉપવાસ, આદિ સઘળી બાબતો પણ કેવળ ભ્રમ છે. હા, વૈદ્યક દૃષ્ટિએ જોઇએ, તો તેમાં કંઇ ખોટું નથી. પરંતુ ધર્મની દૃષ્ટિએ તેમાં કશું જ નથી. ખરેખરા વ્રત તો પંચ મહાયજ્ઞ કરવા, સત્ય ભાષણ કરવું ઇત્યાદિને જ કહે છે. એકાદશી આદિ અમુકનું આ ફળ, અને તમુકનું તે ફળ, આવી બાબતો પર કદીપણ વિશ્વાસ લાવવો નહિ. એ બધા પેટ ભરવાના જ ધંધા છે, અને સ્વાર્થની જ વાતો છે. માટે એવી મિથ્યા વાતો અને પાખંડોથી સદા ચેતતા રહેવું.

કેટલાક સ્વાર્થી લોકો મારણ (બીજાને મારી નાંખવું) મોહન (કોઇને વશ કરવું) અને ઉચાટન (ઉચાટમાં નાખી દેવું) ની જાળ ફેલાવે છે. આ સઘળી વાતો પણ નિરર્થક

છે. સ્વાર્થી લોકોએ એને માટે પણ મંત્રો રાખેલાં છે. પરંતુ તેમાં લેશમાત્ર પણ વિશ્વાસ મૂકવો નહિ. મંત્ર–જંત્ર–તંત્ર એ સર્વે ખોટા વહેમ છે. માટે આવી આવી વાતોથી પણ ચેતીને ચાલવું.

**સાધુ પ્રકરણ** જે પોતાની ઇન્દ્રિયોને દુષ્ટ કર્મોથી દૂર કરીને પોતાને વશ રાખે તેજ સાધુ. સાધુ એટલે છળ–કપટ રહિત સીધા અને સરલ સ્વભાવવાળો પુરૂષ. પરંતુ કમનસીબે આજકાલ આવા સાધુ જવલ્લેજ દેખાય છે. આજના સાધુઓમાં વિદ્વાનો તો સર્વથા અભાવજ હોય છે. કોઇ એવા સાધુને પૂછશો કે "બાવાજી ! કઇ ભણ્યા છો ? તો તે તરતજ ઉત્તર આપશે કે સાધુઓને વળી ભણવાની શી જરૂર અને સાધુઓને કયાં નોકરી કરવી છે ? " કેમ જાણે વિદ્યાભ્યાસ એ નોકરી માટેજ હોયને !

આજે સાઠ લાખ ભીખમંગા સાધુ ભારત ભૂમિને ભારરૂપ થઇને ફરે છે. એ લોકો લુચ્ચાઇ જોર–જબરી અને પાખંડ આદિથી પૈસા પડાવે છે, અને ભાંગ–ગાંજાની ધૂનમાંજ મસ્ત રહે છે.

એ લોકોની વૃદ્ધિ કરનાર આપણે પોતેજ છીએ. દાન આપીને પુણ્ય કમાવાની લાલચે આપણે એ કુપાત્રોને પોષીએ છીએ. એમના આળસને ઉત્તેજન આપીએ છીએ. દાનના અધિકારી માત્ર ત્રણજ પ્રકારનાં માણસો છે. એક અશક્ત અર્થાત્ લૂલા, લંગડા, પાંગળા, રોગી ઇત્યાદિ. બીજા પરોપકારી અને ત્રીજા વિદ્વાન. ઘણાખરા સાધુઓ

આ ત્રણમાંથી એકપણ બાબતના અધિકારી હોતા નથી. તેઓ તો હૃષ્ટ-પુષ્ટ અને માતેલા સાંઢ જેવા હોય છે. આવા કુસાધુઓથી સદા દૂર રહેવું, અને જે વિદ્વાન તથા પરોપકારી હોય, એવા સાચા સાધુઓનીજ સેવા કરવી.

આ રીતે અજ્ઞાનતા, સ્વાર્થ, પાખંડ, ઇત્યાદિને લઇને **વિવિધ પંથો** અનેક પંથો ઉત્પન્ન થયા. જેવા કે કબીરપંથ, નાનકપંથ, દાદુપંથ, રામસ્નેહી, ગોકુલીયા ગુસાંઇ, સ્વામિનારાયણ મત વગેરે. આવા આવા પંથો અને ભેદોથી ન તો આપણી ઉન્નતિ થાય છે, ને ન તો ઇશ્વર-પ્રાપ્તિ. માત્ર અનેકાનેક પંથો અને વાડાઓને લઇને આપણી શક્તિ દિવસાનુદિવસ કૃષ્ણપક્ષના ચન્દ્રની માફક ક્ષીણ થતી જાય છે.

## બારમો સમુલ્લાસ.

### ચાર્વાક, બુદ્ધ અને જૈન મત.

**ચાર્વાક મત.** ચાર્વાક મત એક બ્રહસ્પતિ નામક પુરૂષે ચલાવ્યો છે. એ માણસ વેદ, ઈશ્વર, કે કર્મોમાં પણ માનતો ન હતો. તેનો સિદ્ધાંત "એક દિવસ મરવું તો છેજ, માટે જીવવું ત્યાં લગી સુખમાં જીવવું. મરવા પછી પુનર્જન્મ નથી. શરીરથી આત્મા ભિન્ન નથી. પૃથ્વી, જળ, અગ્નિ, અને વાયુ એ ચાર ભૂતોના સંયોગથી શરીરમાં ચૈતન્ય ઉત્પન્ન થાય છે. અને શરીરના વિનાશની સાથે તે પણ નષ્ટ થઈ જાય છે. આ કારણથી મરવા પછી પણ કોઈ જાતનું સુખ-દુઃખ નથી." આવી આવી તેની માન્યતાઓ હતી. તે પ્રત્યક્ષ પ્રમાણ સિવાય, અનુમાન આદિને માનતો નહિ.

ચાર્વાકના આ સિદ્ધાંતનો એ ઉત્તર આપી શકાય, કે

પૃથ્વી આદિ ભૂતો જડ છે. તે કારણથી તેનાથી ચેતનની ઉત્પત્તિ થઇ શકતી નથી.

મદની માફક ચેતનની ઉત્પતિ અને તેનો વિનાશ થઇ શકતો નથી. કારણ કે મદ ચેતનને થાય છે. જડને નહિ. પદાર્થો નષ્ટ થાય છે. પરંતુ તેનો અભાવ થતો નથી. કોઇ પણ વસ્તુનું અદર્શન એ તેનો અભાવ નથી.

જડ શરીર અને ચેતન આત્માના સંયોગને જન્મ, અને તેમના વિયોગને મરણ કહે છે. પ્રત્યક્ષ સિવાય અનુમાન આદિ બીજા પ્રમાણ પણ પુનર્જન્મ માટે છે. કર્મોનાં ફળ ભોગવનાર જીવ છે અને તે ફળ ભોગવાવનાર ઈશ્વર છે. ચાર્વાક આદિ લોકોએ વેદાર્થનો વિચાર કર્યો હોત, તો તે ખોટી ભ્રમજાળમાં સપડાત નહિ.

બુદ્ધ દેવને માનનારા બૌદ્ધ કહેવાય છે. ચાર્વાક મત

**બૌદ્ધ મત**

વાળા દેહની ઉત્પતિ સાથે જીવની પણ ઉત્પતિ, અને દેહના અંત સાથે જીવનો પણ અંત માને છે. એ લોકો પુનર્જન્મ નથી માનતા.

બૌદ્ધ મતવાળા જીવાત્માને અનાદિ, પુનર્જન્મ, જીવની મુક્તિ, પરલોક, અને પ્રત્યક્ષાદિ પ્રમાણ માનેછે. પરંતુ તેઓની માન્યતા એવી પણ છે, કે જગતનો કર્તા કોઇ નથી.

બૌદ્ધો ચાર પ્રકારના છે. ૧. માધ્યમિક બૌદ્ધ. ૨. યોગાચાર બૌદ્ધ. ૩. સૌત્રાન્તિક બૌદ્ધ, ૪. વૈભાષિક બૌદ્ધ.

૧. માધ્યમિક બૌદ્ધ સર્વ શૂન્યવાદી છે તેઓ શૂન્યને માને છે. અર્થાત્ જગત આદિ જેટલા પદાર્થો છે તે બધા શૂન્ય છે. એટલે પહેલાં પણ ન હતા, અને પછી પણ રહેશે

નહિ. મધ્યકાળમાં જે પ્રતીત થાય છે, તે પણ પ્રતીત સમયમાંજ રહે છે, અને પછી શૂન્ય થઈ જાય છે. જેમ ઘડો તેની ઉત્પત્તિ પહેલાં પણ ન હતો, અને તેનાં નાશ પછી પણ નથી રહેતો, તેમ સૌનું માનવું. માત્ર શૂન્યજ એક તત્વ છે.

૨. યોગાચાર બૌદ્ધ બાહ્ય વસ્તુ સમૂહને શૂન્ય માને છે. અર્થાત્ પદાર્થ આંતરજ્ઞાનમાંજ ભાસે છે. બહાર નહિ. જેમકે ઘડાનું જ્ઞાન આત્મામાં જ્યારે હોય, છે, ત્યારેજ મનુષ્ય કહી શકે છે, કે આ ઘડો છે. પણ જો અંદર ઘડાનું જ્ઞાન ન હોય, તો તે કદી પણ તેમ કહી શકતો નથી.

૩. સૌત્રાન્તિક બૌદ્ધ—બહારના સર્વે પદાર્થોને અનુમાનથી માને છે. કારણકે બહારનો કોઈ પણ પદાર્થ સાંગોપાંગ દેખાતો નથી, પરંતુ તેનો એક ભાગ પ્રત્યક્ષ થાય છે, અને બીજાનું અનુમાન કરવું પડે છે.

૪. વૈભાષિક બૌદ્ધ—બહારના પદાર્થને પ્રત્યક્ષ માને છે. પણ અંતરના પદાર્થને પ્રત્યક્ષ માનતા નથી. જેમકે કાળો ઘડો. એને જાણવાને તેની બહારની આકૃતિના જ્ઞાનની જરૂર પડે છે.

બૌદ્ધોના આચાર્ય એક થયા, પરંતુ તેની શાખાઓ આમ ચાર થઇ છે.

બૌદ્ધ લોકો બુદ્ધ ભગવાનની પૂજા કરે છે. તેમની

**બૌદ્ધોની પૂજા** બીજી પૂજા દ્વાદશાયતન પૂજા કહેવાય છે. એ દ્વાદશાયતન પૂજા નીચે પ્રમાણે છે.

સંસારને તેઓ દુઃખરૂપ અને ક્ષણિક માને છે. અર્થાત્ સંસારમાં કોઈ વસ્તુ સુખ આપવાવાળી નથી. અને પ્રત્યેક વસ્તુ પ્રતિક્ષણ પરિવર્તિત થતી જાય છે. જે તીર્થંકરોને જૈનો માને છે, તેનેજ બૌદ્ધો પણ માને છે.

**સમીક્ષા** જો બધું શૂન્ય છે, એમ કહેવામાં આવે, તો તે બરાબર નથી, કારણકે શૂન્યને જાણનારો શૂન્ય ન હોય. જો સઘળું શૂન્યજ માનવામાં આવે, તો શૂન્ય, શૂન્યને કદાપિ જાણી શકે નહિ. આ કારણથી સંસારમાં જ્ઞાતા, જ્ઞેય, અને જ્ઞાન એ ત્રણે વસ્તુ વિદ્યમાન છે. પ્રત્યેક વસ્તુનું જ્ઞાન આત્માની અંદર રહે છે, અને વસ્તુ બહાર રહે છે. જો બહાર કશું ન રહે અને સઘળું અંદરજ રહે, તો શું પર્વત કોઇનઃ આત્મામાં આવી શકે ખરો ? આ કારણથી પર્વત બહાર અને પર્વતનું જ્ઞાન અંદર હોય છે. જો આખો ઘડો ન દેખાય તો આપણે એમ ન કહી શકીએ, કે આ ઘડો છે. પરંતુ ઘડાનો એક ભાગ છે એમજ કહીએ છીએ. વળી એ લોકોનો ક્ષણિક વાદ પણ બરાબર નથી. આખું જગત દુઃખી છે એમ કહેવું પણ બરાબર નથી. કારણ કે સુખ વિના દુઃખ થતુંજ નથી. જેમ દિવસ વિના રાત્રિ નથી, અને રાત્રિ વિના દિવસ નથી, તેમ સુખ–દુઃખ પણ સંસારમાં એજ પ્રમાણે છે.

માત્ર એક પરમાત્મા વિના કોઇપણ દેવ કે તીર્થંકર પૂજનીય નથી.

જિન દેવને માનનારા જૈન કહેવાય છે. એ જૈનોમાં

**જૈન મત** પણ અનેક ભેદ છે. જૈનો વેદને નથી માનતા. ઇશ્વરને સૃષ્ટિનો કર્તા પણ નથી માનતા. તેમજ યજ્ઞાદિ કર્મને પણ તેઓ વ્યર્થ માને છે. એ લોકો છ દ્રવ્યને માને છે. ધર્મ અધર્મ, આકાશ, પુદ્ગલ, જીવ, અને કાળ.

જૈન લોકો કહે છે કે આ જીવજ ઇશ્વર થઇ જાય છે. એ લોકોની માન્યતા છે, કે જેટલા તીર્થંકરો થયા, તે સર્વે મુક્ત થઇને ઇશ્વર રૂપ બની ગયા છે. તેમના છ પ્રકાર છે. સર્વજ્ઞ, વીતરાગ, અર્હન, કેવલી, તીર્થંકર, અને જિન. જૈનો ઇશ્વરને આ કારણથી નથી માનતા કે તેનું કોઇ પ્રત્યક્ષ પ્રમાણ નથી. પ્રત્યક્ષ સિવાય અનુમાન થઇ શકતું નથી, એવી તેમની માન્યતા છે. ઇશ્વરને દેખી, સાંભળી, સૂંઘી, સ્પર્શી, કે ચાખી શકાતો નથી, માટે ઇશ્વર નથી એમ તેઓ માને છે. પ્રત્યક્ષ અને અનુમાનને અભાવે તેઓ શબ્દ પ્રમાણને પણ માનતા નથી. અર્થાત્ વેદાદિ દ્વારા પણ તેઓ ઇશ્વરનું અસ્તિત્વ માની શકતા નથી. આ લોકો ઋષભદેવથી માંડીને મહાવીર સ્વામિ પર્યંત ચોવીસ તીર્થંકરોને ઇશ્વર માને છે.

**જૈન ગ્રંથોની કેટલીક વિચિત્ર વાતો** જૈનોના ગ્રંથ "રત્નસાર ભાગ" ના પૃષ્ઠ ૧૧૯ પર લખેલું છે, કે પ્રત્યેક વનસ્પતિના જીવ શરીરની લંબાઇ એક હજાર યોજન (જૈનોનું યોજન દશ હજાર કોશ થાય છે) છે. શંખ

કોડી, અને જુ આદિનું શરીર ૪૮ કોશનું હોય છે. અને આયુષ્ય ૧૨ વર્ષનું હોય છે.

એજ પુસ્તકના પૃષ્ઠ ૧૩૬–૧૩૭ પર જૈન તીર્થંકરોના શારીરિક પ્રમાણ વિષે લખ્યું છે, કે ઋષભ દેવનું શરીર ૫૦૦ ધનુષ્ય (એક ધનુષ્ય સાડા ત્રણ હાથ લાંબો ગણાય છે) લાંબુ છે. અને ૮૪ લાખ પૂર્વ વર્ષની આયુ છે. અજીતનાથનું શરીર ૪૫૦ ધનુષ્ય લાંબુ અને ૭૨ લાખ પૂર્વ વર્ષનું આયુષ્ય છે. સંભવનાથનું શરીર ૪૦૦ ધનુષ્ય લાંબુ અને ૬૦ લાખ પૂર્વ વર્ષનું આયુષ્ય છે. આ પ્રમાણે અન્ય તીર્થંકરોનાં શરીર પણ એવાંજ છે. એમના ગ્રંથોમાં ત્રણ કોશનું શરીર તો માણસનું પણ લખ્યું છે. એક કુરુક્ષેત્રમાં ૮૪ સહસ્ર નદીઓ લખી છે.

આ રીતે જૈન મતમાં ભૂગોળના વિસ્તાર વિષે, કાળની લંબાઇ વિષે, અને પ્રાણી–શરીરની લંબાઇ તથા આયુષ્યને વિષે એટલી તો બુદ્ધિ વિરૂદ્ધની વાતો લખી છે, કે જેનો પારજ નહિ. વેદ ધર્મ આ સઘળા વાતોને મિથ્યા જણાવે છે. જૈન મતમાં ડગલે ને પગલે અસંભવ દોષ દૃષ્ટિગોચર થાય છે.

**જૈનો માટે છ કર્મો વર્જિત છે**

જૈનોના ધર્મ–ગ્રંથાનુસાર તેમને છ કર્મો કરવાં વર્જિત છે. અને તે નીચે મુજબઃ— ૧. બીજા ધર્મની મોટાઇ ૨. અન્ય મતવાળાને નમસ્કાર. ૩. અન્ય ધર્મીઓ સાથે વાતચીત.

૪. તેમની સાથેનો વ્યવહાર, ૫. તેમને વસ્ત્રાદિ આપવાં, ૬. તેમની પ્રાતમાઓના પૂજન માટે પુષ્પાદિ આપવાં. (વિવેકસાર પૃ. ૨૨૧)

જૈન ધર્મ એમ કહે છે, કે હરિ, હર, અને કૃષ્ણાદિ જેટલા દેવો છે, તે સઘળા કુદેવ હોવાથી નકમાં ગયા છે. કોઇ જૈન એમ કહે, કે "અમારા સાધુમાં પણ ધર્મ છે. અને અન્ય મતાવલંબી સાધુઓમાં પણ ધર્મ છે." તો તે નર્કનો અધિકારી થાય છે. જૈન સાધુ અધર્મી હોય છતાં તે અન્ય ધર્મના એક ધર્માત્મા સાધુ કરતાં સારો છે, એમ જૈન ધર્મ ચોકખું કહે છે.

**જૈનોની મુક્તિનું વર્ણન**

"રત્નસાર ભાગ" પૃષ્ઠ ૨૩ પર લખેલ છે, કે ઉર્દ્ધ લોકમાં એક શિલાસ્થાન છે, તે સ્વર્ગ પુરીથી પણ ઉપર ૪૫ લાખ યોજન લાંબી, એટલીજ પહોળી, તથા આઠ યોજન મોટી છે. અને મોતીથી પણ અધિક ઉજ્જવળ છે. એ શિલા ચૌદમા લોકની શિખા ઉપર છે. અને તેના ઉપર શિવપુર ધામ છે. તેમાં મુક્ત જીવ આનંદ કરે છે. મુક્ત જીવ એ સિદ્ધ શિલા પરજ પોતાનો વાસ કરે છે.

શ્રાદ્ધ દિન કૃત્ય પુસ્તકના ૩૧ મા પૃષ્ઠ ઉપર લખ્યું છે, કે વાવ, કુવા, તળાવ, આદિ ન બનાવવાં જોઇએ. રત્નસાર ભાગ પુસ્તકને ૧૦૩ મે પાને લખેલું છે, કે બગીચો કરવાથી માળીને એક લાખ પાપ લાગે છે.

આ મતમાં કેટલાક સાધુઓ ઢુંઢીઆ કહેવાય છે.

ભોજનના સમય સિવાય એ લોકો મોંપર એક લુગડાની પટ્ટી (મોમતી) બાંધે છે. કારણકે તેમ ન કરે, તો શ્વાસોચ્છ્વાસથી હવામાંના જીવોની હિંસા થાય.

એજ પુસ્તક રત્નસાર ભાગમાં કહેલું છે, કે ન તો શરીર પરથી કંઇ મેલ ઉતારવો, કે ન તો તેને ખંજવાળવું, આવી તો અનેક બુદ્ધિવાદથી વિરૂદ્ધની વાતો જૈન ગ્રંથોમાં

**સમીક્ષા** જોવામાં આવે છે. એ સઘળી વાતોનો બુદ્ધિપૂર્વક વિચાર કરતાં શું, તે મિથ્યા નથી લાગતી ?

જીવ એ ઇશ્વર નથી બની શકતો, અને ઇશ્વર જીવ નથી બની શકતો. જૈનોની પૃથ્વીનો વિસ્તાર પણ ભૂગોળ વિરૂદ્ધ છે. અને તેવીજ વાત પ્રાણીઓના તથા તીર્થંકરોના શરીરની છે. કુવા, વાવ, તળાવ, તથા બગીચા આદિ બનાવવામાં અવરોધ કરવો, એ પણ ઈશ્વરી સૃષ્ટિને દુઃખ દેવા બરાબર છે. સ્નાન ન કરવું, એ અપવિત્રતા છે. મોઢા પર મોમતી બાંધવી એ પણ કંઇ ઓછું અજ્ઞાન નથી. મનુષ્યનું શરીર ત્રણ કોશ લાંબુ હોવું અને કુરૂક્ષેત્રમાં ૮૪ હજાર નદીઓનું હોવું, એ વાત અનુમાન પ્રમાણથી પણ તદ્દન વિરૂદ્ધ છે. પોતાના ધર્મવાળા પાપીઓને પણ સારા ગણવા અને અન્ય ધર્મી ધર્માત્માઓને પણ દુષ્ટ કહેવા, એ પણ ચોકખો પક્ષપાતજ છે. સિદ્ધ શિલા એ માત્ર એક પ્રલોભનજ છે. આ વાતો સઘળી બુદ્ધિ વિરૂદ્ધ, વેદ વિરૂદ્ધ અને મિથ્યા છે. અને લેશપણ વિશ્વાસ મૂકવા લાયક નથી.

**આસ્તિક-નાસ્તિક સંવાદ.** હવે પ્રકરણ રત્નાકરના બીજા ભાગમાંથી આસ્તિક-નાસ્તિક-સંવાદના પ્રશ્નોત્તર આપવામાં આવે છે. ઉક્ત "પ્રકરણ રત્નાકર" ગ્રંથ વિદ્વાન જૈન સદ્ગૃહસ્થોએ પ્રમાણિક સમજીને મુંબઇમાં છપાવ્યો છે.

નાસ્તિક-ઇશ્વરની ઇચ્છાથી કશુંજ થતું નથી. જે કંઇ થાય છે, તે કર્મથીજ થાય છે.

આસ્તિક-જો બધું કર્મથીજ થાય છે, તો કર્મ કોનાથી થાય છે? જો કહો કે જીવ આદિથી થાય છે, તો જે શ્રોત્રાદિ સાધનોથી જીવ કર્મ કરે છે, તે કોનાથી થાય છે? જો કહો કે અનાદિ કાળથી અને સ્વભાવથી થાય છે, તો અનાદિનું છૂટવું અસંભવ છે. (અનાદિ ઇન્દ્રિયો અને શરીરનો નાશ ન થવો જોઇએ) એથી તો તમારા મનમાં મુક્તિનો અભાવ થશે. જો કહો, કે પ્રાગભાવવત્ અનાદિ સાન્ત છે, તો યત્ન કર્યા સિવાયજ સૌનાં કર્મો નિવૃત્ત થવાં જોઇએ. જો ઇશ્વર કર્મનું ફળ આપનાર ન હોય, તો પાપનું દુઃખ રૂપ ફળ જીવાત્મા પોતાની ઇચ્છાથી કદીપણ ભોગવે નહિ. ચોર ચોરીનું દુઃખ રૂપ ફળ પોતાની ઇચ્છાથી નથી ભોગવતો. પણ રાજ્ય-વ્યવસ્થાને આધીન થઇને ભોગવે છે. અર્થાત્ પાપ-પુણ્યનું ફળ જીવાત્માને ઇશ્વર આપે છે. જો તેમ ન હોય, તો કર્મ સંકર થઇ જાય. અને એકનાં કર્મો બીજાને ભોગવવાં પડે.

નાસ્તિક–ઇશ્વર અક્રિય (ક્રિયા વગરનો) છે. કારણકે જો ઇશ્વર કર્મ કરતો હોય, તો કર્મનાં ફળ પણ તેને ભોગવવાં પડે. માટે જેમ અમે કેવલીને (મુક્તિ પામેલા જીવોને) અક્રિય માનીએ છીએ, તેમ તમે પણ માનો.

આસ્તિક–ઇશ્વર અક્રિય નથી પરંતુ સક્રિય છે. જ્યારે ઇશ્વર ચેતન છે તો પછી તે કર્તા કેમ ન હોય ? અને જે કર્તા છે, તે ક્રિયા શૂન્ય હોઇ શકતો નથી. જેમ તમે કૃત્રિમ ઇશ્વર તીર્થંકરને જીવમાંથી બનેલ માનો છો, તેવી રીતે કોઇપણ બુદ્ધિશાળી પુરૂષ માની શકે નહિ. કારણકે તેના ઇશ્વર બનવાથી જીવ પોતે અનિત્ય અને પરાધીન બની જાય છે. કેમકે ઇશ્વર બનવાથી પહેલાં તો તે પણ એક જીવજ હતો. પાછળથી કોઇ કારણે તે જેમ ઇશ્વર બન્યો, તેમ તે પાછો જીવ પણ બની જવાનો. તે પોતાના જીવત્વ સ્વભાવને કદીપણ છોડી શકશે નહિ. કારણકે જીવનું અસ્તિત્વ અનંત કાળથી છે, અને અનંતકાળ સુધી રહેવાનું છે. માટે અનાદિ અને સ્વતઃ સિદ્ધ ઇશ્વરને માનવો એજ યોગ્ય છે. વર્તમાનમાં જેમ જીવ પોતાનાં પાપ–પુણ્ય અનુસાર સુખ દુઃખ ભોગવે છે, તેમ ઇશ્વર કદી ભોગવતો નથી. જો ઇશ્વર ક્રિયાત્મક ન હોત, તો આ જગતને શી રીતે બનાવી શકત ? જો કર્મોને પ્રાગભાવવત્ અનાદિ સાન્ત સમજતા હો તો કર્મ સમવાય સમ્બન્ધથી રહી શકશે નહિ. અને તેમ થતાં તેઓ સંયોગથી ઉત્પન્ન થએલા હોતાં અનિત્ય થઇ જાય છે. જો મુક્તિમાં ક્રિયા શૂન્યતા માનો છો તો મુક્ત જીવોને જ્ઞાન

વાન માનો છો કે નહિ? જો હા કહેતા હો, તો તેઓ પણ ક્રિયા કરનારજ થયા અને ના કહેતા હો તો પાષાણવત્ જડરૂપ થયા. કંઇપણ ક્રિયા ન કરતાં જે એકજ ઠેકાણે પડયો રહે,તેના માટે મુક્તિ એ કંઇપણ વસ્તુ નથી. એ રીતે તો મુક્તિનો અર્થ માત્ર અંધકાર અને બન્ધન એવોજ થાય છે.

નાસ્તિક–ઇશ્વર સર્વ વ્યાપક નથી. જો તે સર્વવ્યાપક હોય, તો સઘળી વસ્તુઓ ચેતનરૂપ કેમ હોય નહિ? વળી સર્વવ્યાપક હોય, તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર આદિની ઉત્તમ, મધ્યમ, અને નિકૃષ્ટ અવસ્થા કેમ હોય? કારણ કે ઇશ્વર જો એક સરખોજ વ્યાપી રહ્યો હોય, તો નાન–મોટાઇ પણ નજ હોવી જોઇએ.

આસ્તિક–વ્યાપ્ય અને વ્યાપક એ એક નથી. વ્યાપ્ય એક દેશીય, અને વ્યાપક સર્વ દેશીય હોય છે. જેવી રીતે આકાશ સર્વમાં વ્યાપક–સર્વ દેશીય, અને પૃથ્વી, ઘડો એ વ્યાપ્ય એક દેશીય હોવાથી પૃથ્વી અને ઘડો એ આકાશ નથી, તેવીજ રીતે ઇશ્વર અને જગત પણ એક નથી. આ રીતે પરમેશ્વર એ સઘળી ચેતન વસ્તુઓમાં છે, છતાં તે ચેતન વસ્તુઓ પરમેશ્વર નથી. જેમ વિદ્વાન–અવિદ્વાન, અને ધર્માત્મા–અધર્માત્મા એક સરખા નથી હોતા, તેમ વિદ્યાદિ સદ્‌ગુણ, સત્ય ભાષણાદિ કર્મ, અને સુશીલતાદિ સ્વભાવથી ન્યુનાધિકતાના કારણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર આદિને તે તે પ્રમાણમાં નાના–મોટા માનવામાં આવે છે.

નાસ્તિક–જો ઇશ્વરની રચનાથીજ સૃષ્ટિ થતી હોય, તો પછી માતા–પિતાનું પ્રયોજન શું છે?

આસ્તિક–ઐશ્વરીય સૃષ્ટિનો કર્તા ઇશ્વર છે, પરંતુ જીવ-સૃષ્ટિનો કર્તા ઇશ્વર નથી. જીવોનાં કર્તવ્ય-કર્મનો કર્તા ઇશ્વર નથી. પરંતુ જીવ પોતેજ છે. જેમ વૃક્ષ, ફળ, ઔષધિ, અન્ન, ઈત્યાદિ પદાર્થો ઇશ્વરે ઉત્પન્ન કરેલા છે, પરંતુ મનુષ્ય તેના પર યોગ્ય ક્રિયા કરીને જો તેને ઉપયોગમાં ન લે, તો તે કાર્ય શું ઇશ્વર પોતે કરવાને આવશે? જીવો જો એ કાર્યો ન કરે, તો તેમનું જીવનજ નષ્ટ થઇ જશે. માટે આદિ સૃષ્ટિમાં જીવનાં શરીર, અને તેમના શરીરના સંચા બનાવવાનું કાર્ય ઇશ્વરનું હતું, પરંતુ તે પછી પુત્રાદિની ઉત્પત્તિનું કાર્ય તો જીવનુંજ છે. અને ઇશ્વરી નિયમો અનુસાર તે ચાલ્યાજ કરે છે.

નાસ્તિક–જો પરમાત્મા, શાશ્વત, (ત્રણે કાળમાં વર્તમાન) અનાદિ, ચિદાનંદ, અને જ્ઞાન-સ્વરૂપ છે, તો તેને જગતના પ્રપંચમાં પડવાની શી જરૂર હતી? આનંદને છોડી દઇને દુઃખમાં પડવાનું કામ કોઈ સાધારણ મનુષ્ય પણ કરતો નથી તો ઇશ્વરે તે શા માટે કર્યું?

આસ્તિક–પરમાત્મા કદીપણ પ્રપંચ અને દુઃખમાં પડતો નથી. અને આનંદનો ત્યાગ પણ કરતો નથી. કારણ કે પ્રપંચ અને દુઃખમાં પડવું એ એક દેશીયનું કામ છે. સર્વ દેશીયનું નહિ. અનાદિ ચિદાનંદ અને જ્ઞાન-સ્વરૂપ એવો પરમાત્મા જો જગત ન બનાવે તો બીજું કોણ બનાવી શકે? જગતને બનાવવાનું સામર્થ્ય જેમ જીવમાં નથી, તેમ જડમાં પણ સ્વયં બનવાની શક્તિ નથી. આથી

સિદ્ધ થાય છે, કે પરમાત્માજ જગતને બનાવે છે, અને સદા આનંદમાં રહે છે. જેમ પરમાત્મા પરમાણુઓથી સૃષ્ટિ પેદા કરે છે, તેમ નિમિત્ત કારણભૂત માતા-પિતા બાળકને જન્મ આપે છે. અને એ નિયમોનો ઘડનાર પણ પરમાત્માજ છે.

નાસ્તિક-મુકિતરૂપ સુખનો ત્યાગ કરીને, ઇશ્વર આ જગતની ઉત્પતિ, સ્થિતિ, અને પ્રલયના બખેડામાં શા માટે પડયો ?

આસ્તિક-ઇશ્વર સદા મુકત છે. તે તમારા સાધનો દ્વારા સિદ્ધ થએલા તીર્થંકર જેવો એક દેશીય અને બંધન પૂર્વક મુકત એવો નથી. જે અનંત સ્વરૂપ ગુણકર્મ-સ્વભાવ મુકત પરમાત્મા છે, તે આ કિંચિન્માત્ર જગતને ઉત્પન્ન કરતાં ધારણ કરતાં અને તેનો પ્રલય કરતાં છતાં બંધમાં પડતો નથી. કારણકે બંધ અને મોક્ષ સાપેક્ષતાથી થાય છે. મુકિતથી બંધનું અને બંધથી મુકિતનું સૂચન થાય છે. તો પછી જે કદીપણ બદ્ધ નથી તેને મુકત શી રીતે કહી શકાય ? જે એક દેશીય જીવ છે તેજ સદા બદ્ધ-મુકત થવા કરે છે. અનંત, સર્વવ્યાપી, અને સર્વ દેશીય ઇશ્વર તમારા તીર્થંકરોની માફક બંધન અથવા નૈમિત્તિક મુકિતના ચકકરમાં કદી નથી પડતો. ઇશ્વર તો સદા-સર્વદા મુકત છે.

નાસ્તિક-જીવ પોતાનાં કર્મોનાં ફળ પોતાની મેળેજ ભોગવી લે છે. જેમ ભાંગ પીનારો ભાંગના નિશાને સ્વયંમેવ ભોગવે છે, તેમ જીવ પણ પોતાનાં કર્મોનાં ફળ સ્વયં

ભોગવે છે. આફળ આપવાને કોઇ પ્રેરક ચેતનની આવશ્યકતા નથી. માટે ઇશ્વરને માનવાની પણ આવશ્યકતા નથી.

આસ્તિક–જેવી રીતે રાજાની આજ્ઞા સિવાય ચોર, લુટારા, તથા લંપટ માણસો પોતાની મેળે ફાંસીએ જતા નથી, તેમ જવા ઇચ્છતા પણ નથી, તો પણ રાજ્યની ન્યાય-વ્યવસ્થા અનુસાર તેમની ઇચ્છા ન હોવા છતાં તેમને દંડ ભોગવવો પડે છે. તેવીજ રીતે જીવને ઇશ્વરની ન્યાય વ્યવસ્થા મુજબ પોતાનાં કર્મ અનુસાર દંડ ભોગવવો પડે છે. કોઇ પણ જીવ પોતાનાં દુષ્ટ કર્મોનાં ફળ ભોગવવા ઇચ્છતો નથી. માટે ન્યાયદાતા પરમાત્મા અવશ્ય હોવો જોઇએ.

નાસ્તિક–જગતમાં ઇશ્વર એક નહિ પરંતુ જેટલા મુક્ત જીવો છે તે બધા ઇશ્વર જ છે.

આસ્તિક–તમારૂં કથન સર્વથા અસંભવિત છે. કારણ કે જે પ્રથમ બદ્ધ હોય છે, અને પાછળથી મુક્ત થાય છે, તે પાછો અવશ્ય બદ્ધ થાય છે. કારણકે તે સ્વભાવથી મુક્ત નથી. તમારા ચોવીસ તીર્થંકરો પ્રથમ બદ્ધ હતા, અને પછીથી મુક્ત થયા, તો પછી તે પુનઃ બદ્ધ અવશ્ય થશે. ઇશ્વર જો ઘણા હોય, તો જેમ જીવો એક બીજા સાથે લડયા કરે છે, તેમ ઇશ્વરો પણ માંહોમાંહે લડયા કરવાના.

નાસ્તિક–તમારી વાત બરાબર નથી. જગતનો કર્તા કોઇજ નથી, જગત તો સ્વયંસિદ્ધ છે.

આસ્તિક–આ જ જૈનોની મોટી ભલ છે. કર્તા સિવાય

કર્મ, અને કર્મ સિવાય કોઇપણ કાર્ય જગતમાં બનતું દેખાય છે ખરૂં? જેમ કોઇ કહે કે ઘઉંનો ખેતરમાં સ્વયં લોટ થઇ, તેની રોટલી બનીને, પેટમાં ચાલી ગઇ એવીજ વાત આ પણ થઇ. કપાસ, સુતર કપડાં, અંગરખાં, ધોતીયાં, એ બધાં પણ શું આપોઆપ બની જાય છે? જો કહો કે નહિ, તો તેજ પ્રમાણે જગતની આ વિવિધ રચના ઇશ્વર સિવાય શી રીતે બની શકે? જો કેવળ હઠ-ધર્મનોજ આશ્રય લઇને જગતને સ્વયંસિદ્ધ માનતા હો તો ઉપરોક્ત વસ્ત્રાદિ કર્તા સિવાય પ્રત્યક્ષ કરી બતાવો. પરંતુ જો તેમ કરવાને તમે અશક્ત હો, તો તમારૂં પ્રમાણ-શૂન્ય વચન કયો બુદ્ધિમાન પુરૂષ માન્ય કરશે?

નાસ્તિક-ઇશ્વર વિરક્ત છે કે મોહિત? વિરક્ત હોય તો જગત રચવાના પ્રપંચમાં શા માટે પડે? અને જો મોહિત હોય તો તે કદી પણ જગત બનાવવાને સમર્થ બની શકે નહિ.

આસ્તિક-પરમાત્મામાં વૈરાગ્ય તેમજ મોહનો સંભવ કદી પણ હોઇ શકતો નથી. કારણકે જે સર્વવ્યાપક છે, તે કોને છોડે? અને કોને ગ્રહણ કરે? ઇશ્વરથી કોઇ ઉત્તમ પદાર્થ નથી, તથા તેને કોઇ અપ્રાપ્ત પદાર્થ પણ નથી. માટે ઇશ્વરમાં મોહ અથવા વૈરાગ્ય ઘટી શકતાજ નથી. એ વસ્તુઓ તો જીવમાંજ ઘટી શકે.

નાસ્તિક-જો ઇશ્વર જગતનો કર્તા, કર્મફળ આપનાર હોય તો તે પ્રપંચી અને દુઃખી થઇ જાય.

આસ્તિક–લોકોને તેમનાં કર્મોનાં ફળ દેનાર એક ધાર્મિક અને વિદ્વાન ન્યાયાધીશ પણ જ્યારે કર્મોમાં નથી ફસાતો અને પ્રપંચી પણ નથી બનતો તો પછી અનંત સામર્થ્યવાન પરમાત્મા પ્રપંચી થઇને દુઃખી કેમ બને? તમે ઇશ્વરને તમારા પોતાના જેવો કે તમારા તીર્થંકરો જેવો કલ્પો છો, એ તમારી અવિદ્યાનુંજ કારણ છે. જો તમે એ અવિદ્યાદિ દોષોથી મુક્ત થવા માગતા હો, તો વેદાદિ સત્ય શાસ્ત્રોનો આશ્રય લો. શા માટે ભ્રમમાં પડીને ઠોકરો ખાઓ છો?

# સમુલ્લાસ તેરમો.

## ઈસાઈ (ખ્રિસ્તી) મત.

**ખ્રિસ્તીઓના બે વિભાગ** હજરત ઇસા (ઈસુ ખ્રિસ્ત) ને માનવા વાળા ઈસાઈ કહેવાય છે. તેમના મુખ્ય બે વિભાગ છે- એક રોમન કેથોલિક, અને બીજા પ્રોટેસ્ટંટ. રોમન કેથોલિક મૂર્તિપૂજક છે. એ લોકો હજરત મસીહ (ઈસુ) અને મરીયમ (મેરી) ની મૂર્તિને ભોગ ધરાવે છે અને આરતિ કરે છે. બીજો પ્રોટેસ્ટંટ પક્ષ. એ મૂર્તિ-પૂજાનો નિષેધ કરે છે. અગાઉ લગભગ બધા ઇસાઇ રોમન કેથોલિક હતા અને મૂર્તિપૂજા કરતા હતા. તદુપરાંત તે લોકો પોપ નામના તેમના ધર્મગુરૂઓના અંધ-વિશ્વાસુ ભક્ત હતા. પરંતુ જર્મન દેશનિવાસી માર્ટિન લ્યુથર નામના એક મહાન વિદ્વાને એપોપલીલાનું ખંડન કર્યું. અને પ્રોટેસ્ટંટ પક્ષ ઉભો કર્યો.

**ઇશ્વરીય પુસ્તક** ઇસાઇ લોકોના ઇશ્વરીય પુસ્તક બાઇબલના ત્રણ ભાગ છે. ૧. તૌરેત. ૨. જમ્બૂર. અને ૩. ઇંજિલ. આ ત્રણેને એ લોકો બાઇબલ કહે છે. તૌરેતમાં સૃષ્ટિની ઉત્પત્તિ, આદમની ઉત્પત્તિ, નૂહનો જળ વિપ્લવ (તોફાન), લૂતની કથા, સમસ્ત પૃથ્વી પર એક ભાષાનું હોવું, ઇબ્રાહીમ અને તેની સ્ત્રી સારાનું વર્ણન; મિશ્ર દેશથી એક દાસી હાજરાની પ્રાપ્તિ, મુસાનું વર્ણન, યરૂસલમનઃ નાશની કથા ઇત્યાદિ છે.

જબુરમાં ઇશ્વર અને શયતાનનો સંવાદ, અને અનેક પ્રકારની કથાઓ આદિ છે.

ઇંજિલમાં મસીહ (ઇસુ) નો ઉત્પત્તિ, તેનો ઉપદેશ, અને અન્ય રાજાની કથાઓ આદિ છે.

**ઇસાઇયોની માન્યતા** આ લોકોની માન્યતા છે કે નિરાકાર પરમેશ્વર જ્યાં સુધી સાકાર ન હોય, ત્યાં સુધી તે મનુષ્યોને માટે ઉપયોગી નથી. આ કારણથી તેણે ત્રણ રૂપ ધારણ કર્યાં છે. ઇસાઇઓ આ ત્રણ રૂપમાંથી એકને પિતા, બીજાને પુત્ર, અને ત્રીજાને પવિત્ર આત્મા કહે , પતા,: એ ઇશ્વર છે. જેણે મૂસા આદિને દર્શન આપ્યાં તે પુત્ર, તે હરજત ઇસા (ઇસુ) છે, જે સંસારને પાપમાંથી છોડાવવા આવ્યો તે. અને પવિત્ર આત્મા તે જીબ્રાઇલ, જે ખુદાના આત્માને મરીયમ સુધી લઇ ગયો તે જ્યારે ઇસુ મરીયમથી ઉત્પન્ન થયો, ત્યારે મરીયમ શું કુમારી હતી ? એ પિતા, પુત્ર, અને પવિત્ર આત્મા

ત્રણે એક પણ છે અને જુદા પણ છે. ઇસુનાં વાક્યો ખુદાનાં વાક્યો પ્રમાણે પ્રમાણભૂત ગણાય છે. માર્ક, લૂક, આદિનાં વાક્યોને પણ પ્રમાણ માનવામાં આવે છે. મસીહ, મેથ્યુ, માર્ક, લૂક, આદિ જે કંઇ કહે છે; એ સર્વે ખુદાજ કહે છે એવી ઇસાઇયોની માન્યતા છે. આથી આખી બાઇબલને એ લોકો ધર્મ-પુસ્તક કહે છે. એમની માન્યતા છે, કે મનુષ્ય, મસીહ પર વિશ્વાસ લાવે, તો તે પાપોમાંથી છૂટી જાય છે. એ મસીહ સંસારનાં પાપદૂર કરવા માટે ફાંસીએ ચડયો એમ તેઓ માને છે. એઓ પણ મુસલમાનોની માફક સૃષ્ટિની ઉત્પત્તિ છ હજાર વર્ષો પૂર્વે થએલી માને છે. જીવ અને પ્રકૃતિને પણ મુસલમાની મત પ્રમાણેજ માને છે. એમનાં સ્વર્ગ-નર્ક પણ મુસલમાનોનાં સ્વર્ગ-નર્કને મળતાં આવે છે. તેમની અને મુસલમાનોની લગભગ બધી વાતો મળતી આવે છે. ભેદ માત્ર એટલોજ છે, કે ઇસાઇયો મસીહને પોતાનો નબી, અને બાઇબલને ધર્મ-પુસ્તક માને છે, જ્યારે મુસલમાનો મહમદ સાહેબને નબી અને કુરાનને ધર્મ-પુસ્તક માને છે.

આ લોકો મસીહને કુમારીથી ઉત્પન્ન થએલો માને છે, અને મુસલમાનોની માન્યતા પણ એવીજ છે. તફાવત માત્ર એટલોજ છે, કે આ લોકો તેને ઇશ્વરનો પુત્ર કહે છે. જ્યારે મુસલમાનો કહે છે, કે ખુદાનાં સ્ત્રી-પુત્રાદિ, કે માતા પિતા નથી. તે અસંગ (લા શરીક) છે.

પરંતુ આ સઘળી વાતો વેદોથી વિરૂદ્ધ છે વેદોના ન જાણવા વાળાઓએજ તે ચલાવી છે. એમાં પણ જે વાતો વેદાનુકુળ છે, તે સત્ય છે, અન્ય નહિ. અસંભવિત વાત કદી પણ માનવી નહિ. દરેક વિષયમાં ખૂબખૂબ વિચારીને પછીજ નિશ્ચય બાંધવો. જગતમાં કેટલાક મનુષ્યો એવા ખટ્કાવવાવાળા છે, કે જે ધર્મરૂપી પારકું ધન છલબલથી હરી લેવું તેનેજ પોતાનો મુખ્ય ઉદ્દેશ માની રહ્યા છે. એવા લોકોથી સદા-સર્વદા ચેતીને ચાલવું.

ત્રણે એક પણ છે અને જુદા પણ છે. ઇસુનાં વાકયો ખુદાનાં વાકયો પ્રમાણે પ્રમાણભૂત ગણાય છે. માર્ક, લુક, આદિનાં વાકયોને પણ પ્રમાણ માનવામાં આવે છે. મસીહ, મેથ્યુ, માર્ક, લુક, આદિ જે કંઇ કહે છે; એ સર્વે ખુદાજ કહે છે એવી ઇસાઇયોની માન્યતા છે. આથી આખી બાઇબિલને એ લોકો ધર્મ–પુસ્તક કહે છે. એમની માન્યતા છે, કે મનુષ્ય, મસીહ પર વિશ્વાસ લાવે, તો તે પાપોમાંથી છૂટી જાય છે. એ મસીહ સંસારનાં પાપદૂર કરવા માટે ફાંસીએ ચડયો એમ તેઓ માને છે. એઓ પણ મુસલમાનોની માફક સષ્ટિની ઉત્પત્તિ છ હજાર વર્ષો પૂર્વે થએલી માને છે. જીવ અને પ્રકૃતિને પણ મુસલમાની મત પ્રમાણેજ માને છે. એમનાં સ્વર્ગ–નર્ક પણ મુસલમાનોનાં સ્વર્ગ–નર્કને મળતાં આવે છે. તેમની અને મુસલમાનોની લગભગ બધી વાતો મળતી આવે છે. ભેદ માત્ર એટલોજ છે, કે ઇસાઇયો મસીહને પોતાનો નબી, અને બાઇબલને ધર્મ–પુસ્તક માને છે, જ્યારે મુસલમાનો મહમદ સાહેબને નબી અને કુરાનને ધર્મ–પુસ્તક માને છે.

આ લોકો મસીહને કુમારીથી ઉત્પન્ન થએલો માને છે, અને મુસલમાનોની માન્યતા પણ એવાજ છે. તફાવત માત્ર એટલોજ છે, કે આ લોકો તેને ઇશ્વરનો પુત્ર કહે છે. જ્યારે મુસલમાનો કહે છે, કે ખુદાનાં સ્ત્રી–પુત્રાદિ, કે માતા પિતા નથી. તે અસંગ (લા શરીક) છે.

પરંતુ આ સઘળી વાતો વેદોથી વિરૂદ્ધ છે વેદોના ન જાણવા વાળાઓએજ તે ચલાવી છે. એમાં પણ જે વાતો વેદાનુકુળ છે, તે સત્ય છે, અન્ય નહિ. અસંભવિત વાત કદી પણ માનવી નહિ. દરેક વિષયમાં ખૂણાખૂણ વિચારીને પછીજ નિશ્ચય બાંધવો. જગતમાં કેટલાક મનુષ્યો એવા ભ્રષ્ટકાવવાવાળા છે, કે જે ધર્મરૂપી પારકું ધન છલબલથી હરી લેવું તેનેજ પોતાનો મુખ્ય ઉદ્દેશ માની રહ્યા છે. એવા લોકોથી સદા—સર્વદા ચેતીને ચાલવું.

# ચૌદમો સમુલ્લાસ.

## મુસલમાની મત.

મહમદ સાહેબને ખુદાના રસુલ તરીકે, અને કુરાનને **મુસલમાન એટલે?** ઈશ્વરીય પુસ્તક તરીકે માનનારા મુસલમાન કહેવાય છે. એમની અને ઇસાઈ લોકોની વાતો ઘણી સરખી છે. મહમદ સાહેબનો જન્મ ઇ. સ. ૫૬૯ ના એપ્રીલમાં મક્કામાં થયો હતો. એમના પિતાનું નામ અબ્દુલ્લા, અને માતાનું નામ અમીના હતું. એમના પિતા મક્કાના મંદિર કાબાના પૂજારી હતા. આ સમયે અરબ લોકો મૂર્તિપૂજક હતા. પરંતુ મહમદ સાહેબને કોઇ કારણવશાત્ મૂર્તિપૂજા પ્રત્યે ઘૃણા થઇ આવી. થોડા સમય લગી તો તેમણે મૂર્તિપૂજાનું મૌખિક ખંડન કર્યું. પરંતુ તેથી કાર્ય પાર પડ્યું નહિ. આગળ જતાં જ્યારે મહમદ સાહેબના કેટલાક અનુયાયીઓ થયા; ત્યારે તેમણે એમ કહેવાનો આરંભ કરી દીધો, કે મારી પાસે ખુદા તરફથી જીબ્રાઇલ

દ્વારા આયતો (ઇશ્વરી વચનો) ઉતરે છે. એ આયતોના સંગ્રહને કુરાન કહેવામાં આવે છે. મુસલમાન લોકો સાત આસ્માન માને છે. સૌથી ઉપર ચાર ફિરસ્તા (ઇશ્વરના દૂત) એ ઉઠાવેલા તખ્ત પર ખુદાને બેઠેલો તેઓ માને છે. ફિરસ્તાના ગુરૂ શયતાનને; ઇશ્વિર અને તેના ભક્તોનો દુશ્મન માને છે. કાબા તરફ મોઢું કરીને નિમાજ પઢવી, તેને તેઓ ધર્મ માને છે. હજ, રોજા, નિમાજ, અને જકાત એ ચારે વાતો મુસલમાને કરવી જોઇએ. હજ એટલે મક્કાની યાત્રા કરવી, રોજા એટલે રમઝાન મહીનામાં વ્રત રાખવા, નિમાજ એટલે પાંચ વખત ઇશ્વરની વંદના કરવી, અને જકાત એટલે પોતાની કમાણીમાંથી કંઈક દાન કરવું.

મુસલમાનોની માન્યતા છે કે કયામત (પ્રલય) ના દિવસે ઇશ્વર ૮૭ ફિરસ્તાના ખભા ઉપર ચઢીને આવશે, અને જેટલા સંસારના મનુષ્યો છે, તેનો ન્યાય કરશે. તે દિવસે કબરોમાંથી બધા મૃતક દેહ ઊઠશે અને તેમનો ઇન્સાફ થશે.

મુસલમાનોનું સ્વર્ગ પણ વિચિત્ર છે. ત્યાં દૂધ, મદિરા, મધ આદિની નહેરો વહે છે. સુવર્ણના મકાન છે, અને તેની અંદર જુદાં જુદાં રત્નો જડેલાં છે. એ સિવાય બીજાં પણ અનેક જાતનાં પ્રલોભનો મહમદ સાહેબે મુસલમાનોને બતાવ્યાં છે.

ખુદા પર પુરો વિશ્વાસ હોવા છતાં મહમદ સાહેબ પર જો વિશ્વાસ ન હોય, તો તે મુસલમાન ન કહેવાય.

તેને મુક્તિ નથી મળતી એમ મુસલમાનો માને છે. મુસલમાનોના કલમામાં પણ મહમદ સાહેબનું નામ છે, આ છે ઈસ્લામનો એકેશ્વરવાદ. મુસલમાનો કહે છે અમે એક ઈશ્વર સિવાય કોઈને માનતા નથી. પરંતુ જરા વિચાર કરતાં જણાય છે, કે આ તેમનો દાવો વ્યર્થ છે.

ઇસાઇ લોકો અને મુસલમાનો બંને માને છે, કે મુકિતમાં પયગમ્બરની જરૂર છે. જ્યારે વૈદિક ધર્મ વદે છે, કે શુભ-અશુભ કર્મોનું ફળ તેના કરનારને કોઇની પણ સિફારસ વિના અચૂક મળે છે.

મુસલમાનો તેમજ ઈસાઇયો પુનર્જન્મમાં પણ માનતા નથી.

સંસારમાં સુખ-દુઃખનું અસ્તિત્વ શા માટે છે, તથા વર્તમાન સૃષ્ટિની પૂર્વે શું હતું, તેનો ઉત્તર ન તો ઇસાઇ મત આપી શકે છે, અને ન તો ઇસ્લામ.

પરંતુ એ સઘળી બાબતો મિથ્યા છે. બુદ્ધિ-વિરૂદ્ધ તેમજ વેદ-વિરૂદ્ધ જે. સત્ય ભાષણ, અહિંસા, દયા, એજ ઉત્તમ છે. બન્ધુઓ ! જગતમાં એક વૈદિક ધર્મજ સર્વોત્કૃષ્ટ ધર્મ છે, માટે એ સત્ય માર્ગી વૈદિક ધર્મની છાયા તળે તમો પણ આવો, અને અન્ય સહુને પણ લાવો.

# કુમાર સત્યાર્થ પ્રકાશ

## સ્વમંતવ્યામંતવ્ય પ્રકાશ

મહર્ષિ દયાનન્દજી સત્યાર્થ પ્રકાશના અંતમાં સ્વમંતવ્યામંતવ્ય પ્રકાશ લખતાં લખે છે કેઃ—

સર્વતંત્ર સિદ્ધાંત અર્થાત્ સામ્રાજ્ય સાર્વજનિક ધર્મ જેને સદાથી સર્વ માનતા આવ્યા, માને છે, અને માનશે પણ, તેટલા માટે તેને સનાતન નિત્ય ધર્મ કહે છે, કે જેનો વિરોધી કોઇ પણ હોઇ શકે નહિ. જો અવિદ્યાયુક્ત જન અથવા કોઇ મતવાળાઓએ ભમાવેલો મનુષ્ય જેને અન્યથા જાણે કે માને; જેનો સ્વીકાર કોઇપણ બુદ્ધિમાન નથી કરતા; કિન્તુ જેને આપ્ત અર્થાત્ સત્યમાની; સત્યવાદી; સત્યકારી, પરોપકારી, પક્ષપાતરહિત વિદ્વાન માને છે, તે સર્વમંતવ્ય અને જેને નથી માનતા તે અમંતવ્ય હોવાથી પ્રમાણ યોગ્ય નથી હોતું.

હવે જે વેદાદિ સત્ય શાસ્ત્ર અને બ્રહ્માથી લઈ જૈમિનિ મુનિ પર્યંતોએ માનેલા ઈશ્વરાદિ પદાર્થ છે–જેને હું પણ માનું છું, તે સર્વ સજ્જન મહાશયોની સામે પ્રકાશિત કરૂં છું. હું પોતાનું મંતવ્ય તેનેજ જાણું છું કે જે ત્રણ કાળમાં સર્વને એક સરખું માનવા યોગ્ય છે. મારો કોઈ નવિન કલ્પના કે મત મતાંતર ચલાવવાનો લેશ માત્ર પણ અભિપ્રાય નથી. કિન્તુ જે સત્ય છે તેને માનવું, મનાવવું, અને જે અસત્ય છે તેને છોડવું અને છોડાવવું અભીષ્ટ છે. જો હું પક્ષપાત કરતતો આર્યાવર્તના પ્રચલિત મતોમાંથી કોઇ એક મતનો આગ્રહી હોત. કિન્તુ જે જે આર્યાવર્ત કે અન્ય દેશોમાં અધર્મ યુકત ચાલચલણ છે, તેનો સ્વીકાર અને જે ધર્મયુકત વાતો છે તેનો ત્યાગ નથી કરતો, અને નથી કરવા ચાહતો. કેમકે તેમ કરવું મનુષ્ય ધર્મથી વિરૂદ્ધ છે. મનુષ્ય તેનેજ કહેવો કે જે મનનશીલ થઇ સ્વાત્મવત્ અન્યોનાં સુખ દુઃખ અને હાનિ લાભ સમજે. અન્યાયકારી બળવાનથી પણ ન ડરે, અને ધર્માત્મા નિર્બળથી પણ ડરતો રહે. એટલુંજ નહિ કિન્તુ પોતાના સર્વ સામર્થ્યથી ધર્માત્માઓની, ચાહે તે મહા અનાથ, નિર્બળ, અને ગુણ રહિત કેમ ન હોય તોપણ તેની રક્ષા, ઉન્નતિ, પ્રિયાચરણ, અને અધર્મી ચાહે ચક્રવર્તી, સનાથ, મહા બળવાન અને ગુણવાન પણ હોય તથાપિ તેના નાશ, અવનતિ, અને અપ્રિયાચરણ સદા કર્યા કરે અર્થાત્ જ્યાં સુધી બની શકે ત્યાં સુધી અન્યાયકારીઓના બળની હાનિ અને ન્યાયકારીઓના બળની ઉન્નતિ સર્વથા કર્યા કરે. એ કામમાં ચાહે

તેને કેટલુંએ દારૂણ દુઃખ પ્રાપ્ત થાય, ચાહે પ્રાણ પણ ભલે જાય, પરંતુ આ મનુષ્ય રૂપ ધર્મથી પૃથક્ કદી ન થાય. એ વિષે મહારાજા ભર્તુહરિજી કહે છે કે:—

> निन्दन्तु नीतिं निपुणा यदि वा स्तुवन्तु
> लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
> अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
> न्यायात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

ઉપરોક્ત શ્લોકના અભિપ્રાયાનુકુલ સર્વેએ નિશ્ચય રાખવો યોગ્ય છે.

હવે હું જે જે પદાર્થોને જેવા જેવા માનું છું, તેનું તેનું વર્ણન સંક્ષેપથી અહીં કરૂં છું, કે જેનું વિશેષ વ્યાખ્યાન સત્યાર્થ પ્રકાશના તે તે પ્રકરણમાં કરી દીધું છે. તેમાંથીઃ—

૧. પ્રથમ "ઈશ્વર" કે જેનાં બ્રહ્મ પરમાત્માદિ નામ છે, જે સચ્ચિદાનંદાદિ લક્ષણ યુક્ત છે, જેનાં ગુણ, કર્મ, સ્વભાવ, પવિત્ર છે; જે સર્વજ્ઞ નિરાકાર, સર્વવ્યાપક, અજન્મા, અનન્ત, સર્વ શકિતમાન, દયાળુ, ન્યાયકારી, સર્વ સૃષ્ટિનો કર્તા, ધર્તા, હર્તા, અને જીવોને કર્માનુસાર સત્ય ન્યાયથી ફળ દાતા આદિ લક્ષણ યુકત છે તેનેજ પરમેશ્વર માનું છું.

૨. ચારે "વેદ"/(વિદ્યા ધર્મયુકત ઈશ્વર પ્રણીત સંહિતા મંત્ર ભાગ) ને નિર્ભ્રાંત સ્વતઃ પ્રમાણ માનું છું. એ સ્વયં પ્રમાણ રૂપ છે, કે જેના પ્રમાણ હોવામાં કોઈ અન્ય ગ્રંથની અપેક્ષા નથી, જેમ સૂર્ય કે પ્રદીપ પોતાના સ્વરૂપના સ્વતઃ પ્રકાશક હોય છે તેમજ ચારે વેદ છે. અને ચારે વેદોના બ્રાહ્મણ

છ અંગ છ ઉપાંગ, ચાર ઉપવેદ અને ૧૧૨૭ અગ્યારસો સત્તાવીશ વેદની શાખા કે જે વેદોના વ્યાખ્યાન રૂપ બ્રહ્માદિ મહર્ષિઓએ બનાવેલ ગ્રંથ છે, તેને પરતઃ પ્રમાણ અર્થાત્ વેદાનુકુલ હોવાથી પ્રમાણ, અને વેદ વિરૂદ્ધ વચન છે તેને અપ્રમાણ કરૂં છું.

૩. જે પક્ષપાત રહિત, ન્યાયાચરણ, સત્યભાષણાદિ યુક્ત ઈશ્વરાજ્ઞા વેદોથી અવિરૂદ્ધ છે તેને ધર્મ અને જે પક્ષપાત સહિત, અન્યાયાચરણ મિથ્યાભાષણાદિ ઈશ્વરાજ્ઞાભંગ વેદ વિરૂદ્ધ છે તેને "અધર્મ" માનું છું.

૪. જે ઈચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, અને જ્ઞાનાદિ ગુણ યુક્ત અલ્પજ્ઞ નિત્ય છે તેને "જીવ" માનું છું.

૫. "જીવ" અને "ઈશ્વર" સ્વરૂપ અને વૈધર્મ્યથી ભિન્ન અને વ્યાપ્ય વ્યાપક અને સાધર્મ્યથી અભિન્ન છે, અર્થાત્ જેવી રીતે આકાશથી મૂર્તિમાન દ્રવ્ય કદી ભિન્ન ન હતાં, ન છે, ન થશે, અને ન કદી એક હતાં, ન છે, અને ન થશે,—એજ પ્રકારે પરમેશ્વર અને જીવને વ્યાપ્ય વ્યાપક ઉપાસ્ય ઉપાસક અને પિતા પુત્ર આદી સંબંધયુકત માનું છું.

૬ "અનાદિ પદાર્થ" ત્રણ છે. એક ઈશ્વર, બીજો જીવ, ત્રીજો પ્રકૃતિ અર્થાત્ જગતનું કારણ એમને નિત્ય પણ કહે છે; જે નિત્ય પદાર્થ છે તેમના ગુણ-કર્મ—સ્વભાવ પણ નિત્ય છે.

૭ "પ્રવાહથી અનાદિ" જે સંયોગથી દ્રવ્ય, ગુણ, કર્મ, ઉત્પન્ન થાય છે તે વિયોગ પશ્ચાત નથી રહેતાં. પરન્તુ

જેનાથી પ્રથમ સંયોગ થાય છે, તે સામર્થ્ય તેનામાં અનાદિ છે. એને તેનાથી પુનરપિ સંયોગ થશે, તથા વિયોગ પણ, એ ત્રણને પ્રવાહથી અનાદિ માનું છું.

૮. "સૃષ્ટિ" તેને કહે છે જે પૃથક દ્રવ્યોનું, જ્ઞાન યુક્તિ પૂર્વક મેળ થઇને નાના રૂપ બનેલું.

૯. "સૃષ્ટિનું પ્રયોજન" એજ છે કે જેમાં ઈશ્વરના સૃષ્ટિનિમિત્ત ગુણ, કર્મ, સ્વભાવનું સાફલ્ય થવું. જેમ કોઇએ કોઇને પૂછયું કે નેત્ર શા માટે છે ? તેણે કહ્યું જોવા માટે. તેમજ સૃષ્ટિ કરવાના ઈશ્વરના સામર્થ્યની સફલતા સૃષ્ટિ કરવામાં છે. અને જીવોનાં કર્મોનો યથાવત્ ભોગ કરવો આદિ પણ.

૧૦ 'સૃષ્ટિ સકતૃક' છે. તેનો કર્તા પૂર્વોક્ત ઈશ્વર છે. કેમકે સૃષ્ટિની રચના જોવાથી અને જડ પદાર્થોમાં આપોઆપ બીજાદિ સ્વરૂપ બનવાનું સામર્થ્ય ન હોવાથી સૃષ્ટિ કર્તા અવશ્ય છે.

૧૧ "બન્ધ" સનિમિત્તિક અર્થાત્ અવિદ્યા નિમિત્તથી છે. જે જે પાપકર્મ, ઇશ્વર ભિન્નોપાસના અજ્ઞાનાદિ સર્વ દુઃખફળ કરવાવાળા છે. એટલા માટે આ બન્ધ છે, કે જેની ઇચ્છા નહિ અને ભોગવવાં પડે છે.

૧૨ "મુક્તિ" અર્થાત્ સર્વ દુઃખથી છૂટી બન્ધ રહિત સર્વ વ્યાપક ઇશ્વર અને તેની સૃષ્ટિમાં સ્વેચ્છાથી વિચરવું, નિયત સમય પર્યંત મુક્તિના આનંદને ભોગવી પુનઃ સંસારમાં આવવું.

૧૩ "મુક્તિ સાધન" ઇશ્વરોપાસના અર્થાત્ યોગાભ્યાસ ધર્માનુષ્ઠાન, બ્રહ્મચર્યથી વિદ્યાપ્રાપ્તિ, આમ વિદ્વાનોનો સંગ, સત્ય વિદ્યા, સુવિચાર અને પુરૂષાર્થ આદિ છે.

૧૪"અર્થ" તે છે કે જે ધર્મથીજ પ્રાપ્ત કરવામાં આવે, અને જે અધર્મથી સિદ્ધ થાય છે તેને "અનર્થ" કહે છે

૧૫ "કામ" તે છે કે જે ધર્મ અને અર્થથી પ્રાપ્ત કરવામાં આવે છે.

૧૬ "વર્ણાશ્રમ" ગુણ કર્મોની યોગ્યતાથી માનું છું.

૧૭ "રાજા" તેને કહે છે કે જે શુભ ગુણ–કર્મ–સ્વભાવથી પ્રકાશમાન, પક્ષપાત રહિત, ન્યાય ધર્મને સેવી પ્રજાઓમાં પિતૃવત વર્તે અને તેમને પુત્રવત માની તેમની ઉન્નતિ અને સુખ વધારવામાં સદા યત્ન કર્યા કરે.

૧૮ "પ્રજા" તેને કહે છે કે જે પવિત્ર ગુણ કર્મ–સ્વભાવ ધારણ કરી પક્ષપાત રહિત ન્યાયધર્મના સેવનથી રાજા અને પ્રજાની ઉન્નતિ ચાહી રાજ વિદ્રોહ રહિત રાજા સાથે પુત્રવત વર્તે.

૧૯ જે સદા વિચાર કરી, અસત્ય છોડી, સત્ય ગ્રહણ કરે, અન્યાયકારીઓને હઠાવે, અને ન્યાયકારીઓને વધારે સ્વઆત્મા સમાન સર્વનું સુખ ઇચ્છે, તે ન્યાયકારિ છે, તેને હુ પણ ઠીક માનું છું.

૨૦ "દેવ" વિદ્વાનોને, અને અવિદ્વાનોને "અસુર" પાપીઓ ને "રાક્ષસ" અને અનાચારીઓને "પિશાચ" માનું છું.

૨૧ તેમજ વિદ્વાનો, માતા, પિતા, આચાર્ય, અતિથિ, ન્યાયકારી રાજા, અને ધર્માત્માજન, પતિવ્રતા સ્ત્રી, અને સ્ત્રીવ્રત પતિનો સત્કાર કરવો, "देवपूजा" કહેવાય છે. એનાથી વિપરીત "अदेवपूजा". પાષાણાદિ જડ મૂર્તિઓને સર્વથા "अपूज्य" માનું છું.

૨૨ "शिक्षा" જેથી વિદ્યા, સંભ્યતા, ધર્માત્મા, જિતેન્દ્રિયતાદિની વૃદ્ધિ થાય અને અવિદ્યાદિ દોષ છૂટે, તેને શિક્ષા કહે છે.

૨૩ "पुराण" જે બ્રહ્માદિના બનાવેલાં ઐતરેયાદિ બ્રાંહ્મણ પુસ્તક છે, તેમનેજ પુરાણ, ઇતિહાસ, કલ્પ, ગાથા અને નારાશંસી નામથી માનું છું–અન્ય ભાગવતાદિને નહિ.

૨૪ "तीर्थ" જેનાથી દુઃખસાગરથી પાર ઉતરાય, કે જે સત્ય ભાષણ, વિદ્યા, સત્સંગ, યમાદિ યોગાભ્યાસ, પુરૂષાર્થ વિદ્યાદાનાદિ શુભ કર્મ છે, તેને તીર્થ સમજું છું. ઇતર જલ, સ્થલાદિને નહિ.

૨૫ "पुरुषार्थ प्रारब्धथी श्रेष्ठ" એટલા માટે છે કે જેથી સંચિત પ્રારબ્ધ બને છે. જેના સુધરવાથી સર્વ સુધરે છે, અને જેના બગડવાથી સર્વ બગડે છે, એથી પ્રારબ્ધની અપેક્ષા પુરૂષાર્થ શ્રેષ્ઠ છે.

૨૬ મનુષ્યે સર્વ સાથે યથાયોગ્ય સ્વાત્મવત્ સુખ દુઃખ, હાનિ લાભમાં વર્તવું શ્રેષ્ઠ અને અન્યથા વર્તવું બુરૂં અધમ સમજું છું.

૨૭ "સંસ્કાર" તેને કહે છે કે જેનાથી શરીર, મન, અને આત્મા, ઉત્તમ બને છે; નિષેકાદિ શ્મશાનાન્ત સોળ પ્રકારના છે. એને કર્તવ્ય સમજું છું; અને હવેને અર્થાત્ સંતક માટે કંઇ પણ ન કરવું જોઇએ.

૨૮ "યજ્ઞ" તેને કહે છે કે જેમાં વિદ્વાનોને સત્કાર યથાયોગ્ય. શિલ્પ અર્થાત્ રસાયન જેમકે પદાર્થ વિદ્યા તેનો ઉપયોગ અને વિદ્યાદિ શુભ ગુણોના દાન, અગ્નિ હોત્રાદિ જેનાથી વાયુ, વૃષ્ટિ, જલ, ઔષધિની પવિત્રતા કરી, સર્વ જીવોને સુખ પહોંચાડવું છે. તેને ઉત્તમ સમજું છું.

૨૯ જેવી રીતે "આર્ય" શ્રેષ્ઠ અને "દસ્યુ" દુષ્ટ મનુષ્યને કહે છે, તેમજ હું પણ માનું છું.

૩૦ "આર્યાવર્ત" દેશ આ ભૂમિનું નામ એટલા માટે છે કે એમાં આદિ સૃષ્ટિથી આર્ય લોક નિવાસ કરે છે. પરંતુ એની અવધિ ઉત્તરમાં હિમાલય, દક્ષિણમાં વિન્ધ્યાચળ, પશ્ચિમમાં અટક, અને પૂર્વમાં બ્રહ્મપુત્રા નદી છે. એ ચારેના મધ્યે જેટલો દેશ છે તેને "આર્યાવર્ત" કહે છે. અને જે એમાં સદા રહે છે તેને આર્ય કહે છે.

૩૧ જે સાંગોપાંગ વેદ વિદ્યાઓનો અધ્યાપક, સત્યાચારનું ગ્રહણ, અને મિથ્યાચારનો ત્યાગ કરાવે તે "આચાર્ય" કહેવાય છે.

૩૨ "શિષ્ય" તેને કહે છે કે જે સત્ય શિક્ષા અને વિદ્યા ગ્રહણ કરવા યોગ્ય ધર્માત્મા, વિદ્યા ગ્રહણની ઇચ્છાવાળો, અને આચાર્યનું પ્રિય કરવાવાળો છે.

૩૩ "ગુરુ" માતા પિતા અને જે સત્યનું ગ્રહણ કરાવે, અને અસત્યને છોડાવે તે પણ ગુરૂ કહેવાય છે.

૩૪ "પુરોહિત" જે યજમાનનો હિતકારી સત્યો પદેષ્ટા હોય.

૩૫ "ઉપાધ્યાય" તેને કહે છે, કે જે વેદોનો એક દેશ અથવા અંગોને ભણાવતો હોય.

૩૬ "શિષ્ટાચાર" ધર્માચરણ પૂર્વક બ્રહ્મચર્યથી વિદ્યા ગ્રહણ કરી પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સત્યાસત્યનો નિર્ણય કરી, સત્યનું ગ્રહણ અને અસત્યનો પરિત્યાગ એજ શિષ્ટાચાર, અને જે એ કરે છે તે શિષ્ટ કહેવાય છે.

૩૭ પ્રત્યક્ષાદિ "આઠપ્રમાણ" ને પણ માનું છું.

૩૮ "આપ્ત" જે યથાર્થ વકતા, ધર્માત્મા અને સુખાર્થ પ્રયત્ન કર્તા છે, તેનેજ આપ્ત કહું છું.

૩૯ "પરીક્ષા" પાંચ પ્રકારની છે, તેમાંથી પ્રથમ જે ઈશ્વર તેનાં ગુણ, કર્મ, સ્વભાવ અને વેદ વિદ્યા, ૨ પ્રત્યક્ષાદિ આઠ પ્રમાણ, ૩ સૃષ્ટિક્રમ ૪ આપ્તોના વ્યવહાર અને ૫ સ્વઆત્માની પવિત્રતા વિદ્યા. આ પાંચ પરીક્ષાઓથી સત્યાસત્યના નિર્ણય કરી સત્યનું ગ્રહણ અને અસત્યનો પરિત્યાગ કરવો જોઇએ.

૪૦ "પરોપકાર" જેથી સર્વ મનુષ્યોના દુરાચાર દુઃખ છુટી, શ્રેષ્ઠાચાર અને સુખ વધે, તે કરવાને પરોપકાર કહું છું.

૪૧ "સ્વતંત્ર-પરતંત્ર" જીવ પોતાનાં કર્મોમાં સ્વતંત્ર; અને કર્મફળ ભોગવવાને ઇશ્વરની વ્યવસ્થાથી પરતંત્ર, તેમજ ઈશ્વર પોતાનાં સત્યાચાર આદિ કામ કરવામાં સ્વતંત્ર છે.

૪૨ "स्वर्ग" નામ, સુખ વિશેષ ભોગ અને તેની સામગ્રીની પ્રાપ્તિનું છે.

૪૩ "नर्क" જે દુઃખ વિશેષ ભોગ અને તેની સામગ્રીને પ્રાપ્ત થવું છે.

૪૪ "जन्म" જે શરીર ધારણ કરી પ્રકટ થવું તે પૂર્વ, પર, અને મધ્ય ભેદથી ત્રણ પ્રકારના માનું છું.

૪૫ શરીરના સંયોગનું નામ "जन्म" અને વિયોગ માત્રને મૃત્યુ કહે છે.

૪૬ "विवाह" જે નિયમપૂર્વક પ્રસિદ્ધિથી પોતાની ઇચ્છાથી પાણી ગ્રહણ કરવું તે વિવાહ કહેવાય છે.

૪૭ "नियोग" વિવાહ પશ્ચાત્ પતિના મૃત્યુ પામવા આદિ વિયોગમાં અથવા નપુંસકત્વાદિ સ્થિર રોગોમાં સ્ત્રી અથવા પુરૂષે આપત્કાલમાં સ્વવર્ણ કે પોતાથી ઉત્તમ વર્ણસ્થ સ્ત્રી કે પુરૂષ સાથે સંતાનોત્પતિ કરવી.

૪૮ "स्तुति" ગુણ, કીર્તન, શ્રવણ અને જ્ઞાન થવું; એનું ફળ પ્રીતિ આદિ થાય છે.

૪૯ "प्रार्थना" સ્વસામર્થ્ય ઉપરાંત ઇશ્વરના સંબંધી જે વિજ્ઞાનાદિ પ્રાપ્ત થાય છે, તેને માટે ઇશ્વર પાસે યાચના કરવી. અને એનું ફલ નિરભિમાન આદિ થાય છે.

૫૦ "उपासना" જેવા ઇશ્વરના ગુણ, કર્મ, સ્વભાવ, પવિત્ર છે, તેવા પોતાના કરવા. ઇશ્વરને સર્વવ્યાપક પોતાને વ્યાપ્ય જાણી, ઇશ્વર સમીપ હું અને મારા સમીપ ઇશ્વર છે, એવો નિશ્ચય યોગાભ્યાસથી સાક્ષાત કરવો, એ ઉપાસના કહેવાય છે. એનું ફળ જ્ઞાનની ઉન્નતિ આદિ છે.

૫૧ "सगुण निर्गुण स्तुति प्रार्थनोपासना" જે જે ગુણ પરમેશ્વરમાં છે તેનાથી યુક્ત અને જે જે ગુણ નથી તેનાથી પૃથક્ માની પ્રશંસા કરવી સગુણ નિર્ગુણ સ્તુતિ શુભ ગુણોના ગ્રહણની ઇચ્છા અને દોષ છોડાવવા માટે પરમાત્માની સહાય ચાહવી, સગુણ નિર્ગુણ પ્રાર્થના, અને સર્વ ગુણો સહિત સર્વ દોષોથી રહિત પરમેશ્વરને માની સ્વ આત્માને તેને અને તેની આજ્ઞાને અર્પણ કરી દેવો, એ સગુણ નિર્ગુણોપાસના કહેવાય છે.

આ સંક્ષેપમાં સ્વસિદ્ધાંત દર્શાવી દીધા છે. એની વિશેષ વ્યાખ્યા સત્યાર્થ પ્રકાશના દરેક પ્રકરણમાં છે, તથા ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા ગ્રંથોમાં પણ દર્શાવી છે. અર્થાત્ જે જે વાત સર્વના સામે માનનીય છે, તેને માનું છું. અર્થાત્ જેમ સત્ય બોલવું, સર્વની સામે સારૂં, અને મિથ્યા બોલવું નઠારૂં છે એવા સિદ્ધાંતોનો સ્વીકાર કરૂં છું. અને જે મતમતાંતરના પરસ્પર ઝગડા છે તેને હું પસંદ નથી કરતો. કેમકે એજ મતવાળાઓએ સ્વમતનો પ્રચાર કરી, મનુષ્યોને ફસાવી, પરસ્પર શત્રુ બનાવી દીધા છે. એ વાત કહાડી, સર્વ સત્યનો પ્રચાર કરી, સર્વને એક મતના કરી, દ્વેષ છોડાવી, પરસ્પરમાં દૃઢ પ્રીતિ યુક્ત કરાવી, સર્વથી સર્વને સુખ લાભ પહોંચાડવા માટે મારો પ્રયત્ન અને અભિપ્રાય છે. સર્વશક્તિમાન પરમાત્માની કૃપા સહાય અને આપ્તજનોની સહાનુભૂતિથી "આ સિદ્ધાંત સર્વત્ર ભૂગોળમાં શીઘ્ર પ્રવૃત થઇ જાય" જેથી સર્વ લોક સહજે ધર્મ, અર્થ, કામ, મોક્ષની સિદ્ધિ કરી સદા ઉન્નત અને આનંદિત થતા રહે એજ મારૂં મુખ્ય પ્રયોજન છે.

# મહર્ષિ દયાનંદના દશ આદેશ

અથવા

## આર્ય સમાજના નિયમ

૧. સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે, તે સર્વેનું આદિ મૂળ પરમેશ્વર છે.

૨. ઈશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનન્ત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાંતર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર, અને સૃષ્ટિકર્તા છે. એનીજ ઉપાસના કરવી યોગ્ય છે.

૩. વેદ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે; વેદ ભણવા-ભણાવવા, અને સાંભળવા-સંભળાવવા, એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે.

૪. સત્ય ગ્રહણ કરવામાં અને અસત્ય છોડવામાં સર્વદા ઉદ્યત રહેવું જોઈએ.

૫. સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવું જોઇએ.

૬. સંસારનો ઉપકાર કરવો અર્થાત્ શારિરિક, આત્મિક અને સામાજિક ઉન્નતિ કરવી, એ આર્યસમાજનો મુખ્ય ઉદ્દેશ છે.

૭. સર્વ સાથે પ્રીતિપુર્વક, ધર્માનુસાર, યથાયોગ્ય વર્તવું જોઇએ.

૮. અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

૯. પ્રત્યેક પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઇએ. કિન્તુ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

૧૦. સર્વ મનુષ્યોએ સામાજિક હિતકારી નિયમ પાળવામાં પરતંત્ર રહેવું જોઇએ, અને પોતપોતાના હિતકારી નિયમમાં સ્વતંત્ર રહેવું જોઇએ.

# વિશ્વ સાહિત્યનું અમર પુસ્તક

વિશ્વવંદ્ય મહર્ષિ દયાનંદ પ્રણિત સત્યાર્થ પ્રકાશ એટલે જ્ઞાન અને વિજ્ઞાનનો મહાસાગર. એ મહાસાગરની અંદર જેમ જેમ વધુ ઉંડા ઉતરાય તેમ તેમ વધુ ને વધુ મૂલ્યવાન મોતી પ્રાપ્ત કરી શકાય છે. અને એજ કારણથી સત્યાર્થપ્રકાશ આજે માત્ર હિંદુસ્તાનમાંજ નહિ પરંતુ સમસ્ત જગતનાં પુસ્તકોમાં એક મહત્વનું સ્થાન ભોગવી રહ્યું છે. જગતની લગભગ સઘળી મુખ્ય ભાષાઓમાં એનાં તેજસ્વી કિરણો ઉતરી ચૂકયાં છે.

સત્ય-સુધા-શ્રોત સત્યાર્થ પ્રકાશે રાષ્ટ્રીય અને સામાજિક પ્રગતિના રોધક પહાડોનો નાશ કર્યો છે. અંધશ્રદ્ધા અને દંભ-પૂજનના કલંકની કાલિમાને દૂર કરી સત્ય રૂપી સૂર્યના ઝગહળતો પ્રકાશ વડે પૃથ્વીને પ્રકાશિત કરી છે.

આજનો યુગ જ્યારે નવસર્જનમાં પગ માંડી રહ્યો છે, એવા ક્રાન્તિવાદને પોષનારા સમયમાં સત્યાર્થ પ્રકાશની શબ્દ-બાંધણી થઇ નથી. પરંતુ જ્યારે આર્યત્વનું પુણ્ય શરીર ચારે તરફથી વહેમ, દંભ, અને અસત્યના અંધકારથી ઘેરાઇ રહ્યું હતું, જ્યારે વિશાળ અને ઉદાર વૈદિક

ધર્મ વિનાશની અણી પર આવી ચડયો હતો, અને જ્યારે નવજીવન તથા નવ સર્જનનું એક પણ કિરણ ઝીલવાને જનતા તૈયાર ન હતી, એવા ઘોર અંધકાર ઘેર્યા સમયમાં એ અનુપમ પુસ્તકની ઉત્પત્તિ થઇ છે, એ તેની જેવી તેવી મહત્તા નથી.

મહર્ષિ દયાનંદજીએ સત્યાર્થ પ્રકાશની રચના કરીને આર્યત્વનું નામ ઉજ્જવળ કર્યું છે—આર્ય-સંસ્કૃતિના ઉચ્ચ આદર્શો જગત સમક્ષ રજુ કર્યા છે. સત્યાર્થ પ્રકાશ એ મહર્ષિજીના હૃદયનો નીચોડ છે. આર્યત્વના નવસર્જન રૂપ મહાવૃક્ષનું મૂળ છે. એનો વિસ્તાર ઉત્તરોત્તર અધિક ને અધિક થતો જતો હોવાથી જો એ વૃક્ષ એક દિવસ સમસ્ત જગતને પોતાની વિશાળ અને શીતળ છાયામાં સમાવી દે તો પણ કંઇ આશ્ચર્ય નહિ.

એકેશ્વરવાદ એ સત્યાર્થ પ્રકાશનો મુદ્રાલેખ છે. સમસ્ત જગતના માનવીઓ એકજ મહાપ્રભુનાં સંતાન છે એ તેનું શિક્ષણ છે. બુદ્ધિવાદ, તર્કશાસ્ત્ર, અને અનેક સત્ય અનુભવોનો ભંડાર તેનું નામ સત્યાર્થ પ્રકાશ. માનવજીવનનો ભાગ્યેજ કોઇ એવો પ્રશ્ન હશે, કે જેને સત્યાર્થ પ્રકાશમાં સ્થાન ન મળ્યું હોય.

સત્યાર્થ પ્રકાશ એક એવી મહાન જ્યોતિ છે, કે જેના એકજ ચમકાર વડે અજ્ઞાનનાં ગાઢ તિમિર જ્ઞાનનો પ્રકાશમાં પરિવર્તિત થઈ જાય છે. દંભ, ઢોંગ અને પાખંડનાં પિશાચો એને દેખતાંજ અલોપ થઇ જાય છે. ધૂર્તો

કે અન્ય મતાવલંબીઓ પણ પોતાના ધર્મ પુસ્તકોના અર્થ સત્યાર્થ પ્રકાશ અનુસાર પરિવર્તિત કરવા લાગ્યા છે.

ઇસાઇ (ખ્રિસ્તી) લોકોનું બાઇબલ જુઓ. તેમાં અન્ય મતાવલંબીઓને છેકજ ઉતારી પાડવામાં આવ્યા છે. પરંતુ તેમનામાં શા શા દોષ છે, તે બતાવવામાં આવ્યા નથી. વળી મુસલમાનોનું ધર્મપુસ્તક કુરાન જુઓ. તેમાં તો કાફીરો અર્થાત્ અન્ય મતાવલંબીઓની કત્લ કરી નાખવાની ભીષણ આજ્ઞા ફરમાવવામાં આવેલી છે, પરંતુ તેમાં એમ જણાવેલું નથી કે તે બિચારાઓનો શો દોષ છે. તેમના ધર્મમાં શી શી ત્રૂટીઓ છે, અને તેમના ધાર્મિક સિદ્ધાંતોની તુલનામાં ઇસ્લામ કેટલે દરજ્જે શ્રેષ્ઠ છે, તેનો ખુલાસો કુરાન પણ ફરમાવતું નથી.

આજે સત્યાર્થ પ્રકાશના સત્યાવલંબી સિદ્ધાંતોએ કુરાન અને બાઇબલના ભાષ્યો પરિવર્તિત કરી નાખવાની સ્થિતિ ઉભી કરી દીધી છે. જગતના મહાન વિદ્વાનોના અંતરમાં આજે મહર્ષિજીનો આત્મા ગુંજી રહ્યો છે. ઉદાહરણ તરીકે ક્રિશ્ચિયાનિટિ અને આર્યત્વના સમ્બન્ધમાં યુરોપના એક મહાન વિદ્વાન વિલિયમ જેમ્મ કહે છે, કે "સંસારથી બહાર રહેવાવાળો બાઇબલનો ખુદા ઉપનિષદના પરમાત્મા આગળ એક બાળક સમાન છે."

વળી કુમારી મરીયમ (મેરી) દ્વારા ઇસુની ઉત્પતિના સમ્બન્ધમાં મહર્ષિજીની સમાલોચનાનું સમર્થન આજે લૉર્ડ શાપ્રશ ઓફ ન્યુયોર્ક અને લૉર્ડ બીશપ ઓફ લંડન વચ્ચે ચાલેલા શાસ્ત્રાર્થે કરી દીધું છે. તે કહે છે કે

Old testament ની ભવિષ્યવાણીમાં ઈસા (ઇસુ) ની ઉત્પતિ એક યુવતિથી થઈ છે. નહિ કે કુમારીથી. આમ આજે બાઈબલના ભાષાંતર પર પણ સત્યાર્થ પ્રકાશનાં સત્યનાં કિરણોએ જાણે જાદુઈ અસર કરી દીધી છે.

વળી જ્યારે આપણા કુરાનના ભાષ્યકારોના આજના નવા નવા અર્થો નિહાળીએ છીએ, ત્યારે આપણને પ્રતીત થાય છે કે કુરાનના ભાષ્યકારોની મધ્યમાં પણ મહર્ષિ દયાનંદની સત્ય શોધક મૂર્તિ ખડી થઇ ગઇ છે. દાખલા તરીકે કુરાનમાં લખ્યું છે કે "કયામતના દિવસે સૂર્ય અને ચંદ્રને જોડીને સમુદ્રમાં નાખવામાં આવશે." આ કુરાનના વાક્ય પર મૌલવી મહમદઅલી વૈજ્ઞાનિક ભાષ્ય કરે છે કે સુરજ નિશાન વાળું ફારસ (પર્શિયા) અને ચંદ્ર નિશાન વાળું મક્કા એ બંને કયામતના દિવસે નષ્ટ થઈ જશે. કુરાનના વચનોનું આવા પ્રકારનું ભાષાંતર થવું એ શું મહર્ષિ દયાનંદનો વિજય નથી ?

વળી કુરાનમાં વર્ણવેલા બહિશ્તના વર્ણનમાં પણ એજ મૌલવી સાહેબ આજના યુગને અનુસરતું પરિવર્તન કરી નાખે છે. આજથી ચાર વર્ષ પૂર્વે લંડનની ધાર્મિક કોંગ્રેસમાં ઇસ્લામના પ્રતિનિધિ ખ્વાજા કમાલુદ્દીને કહ્યું હતું કે કુરાનમાં આપેલું બહિશ્ત (સ્વર્ગ) નું વર્ણન વાસ્તવિક નથી, પરંતુ અલંકારિક છે, ત્યાં વિશેષ સુખ બતાવવાને એ અલંકાર રાખવામાં આવ્યા છે.

ઉપરાંત ખ્વાજા સાહેબ તથા મૌલાના સાહેબ બહિશ્ત

માંની હુરો અને ગિલ્માંઓનું સ્પષ્ટીકરણ કરતાં કહે છે કે હૂરો તો કુળની દેવીઓ છે અને ગિલ્માં તેમના પુત્રો છે.

કુરાન જેવા એક ધર્મપુસ્તકના ભાષાંતરમાં આટલું પરિવર્તન થાય એ કોને આભારી છે?

સત્યાર્થ પ્રકાશમાં સર્વ ધર્મોની નિષ્પક્ષ સમાલોચના હોવાથી નિષ્પક્ષપાતી વાંચકને તેમાંથી ઘણું ઘણું શીખવાનું મળી શકે તેમ છે. માત્ર જેમની આંખે પક્ષપાતના પાટા બાંધેલા છે, તેજ તેનું ખરૂં તત્વ જાણવાને શક્તિમાન નહિ બને.

સત્યાર્થ પ્રકાશમાં ઊંચ–નીચના ભેદભાવ નથી. સમસ્ત જગતની વેર વીખેર થઇ ગએલી જાતિઓને આર્યત્વના એકજ ઝંડા નીચે સમાન હકથી એકત્ર કરવાનો એમાં મહા મંત્ર છે. 'એકજ પ્રભુત્વનું મહાન તત્વ એ સત્યાર્થ પ્રકાશનું ધ્યેય છે.

હિંદુસ્તાનમાં શક, હૂણ, સુચ વગેરે અનેક જાતિઓ આવી, અને આર્યોએ તેમને દરેક વ્યવહારમાં સાથ આપીને એવી રીતે પોતામાં સમાવી દીધી, કે આજે તેમનું નામ નિશાન પણ રહ્યું નથી. પરંતુ જ્યારથી અવદશા બેઠી, અને જન્મની જાતેજ મહત્વનું સ્થાન લીધું ત્યારથીજ ગુલામી દશા શરૂ થઇ. મનુષ્યમાં ઈશ્વરદત્ત બળ અને સ્વાભાવિક ગુણોની વૃદ્ધિનો અવરોધ થયો. આપણી જાતિઓના પ્રત્યેક અંગમાં ઈર્ષા, દ્વેષ, અને જન્માભિમાનની ભયંકર ડાકિનીએ વાસ કર્યો.

સ્વાર્થી અને સંકુચિત વૃત્તિના લોકોએ આવી રીતે હિંદુ જનતામાં ફાટફૂટ કરાવીને તેને નાના નાના અસંખ્ય

સમુહોમાં વહેંચી નાખી. એક સમુહે બીજા સમુહથી ખાન-પાન અને લગ્ન વ્યવહાર બંધ કર્યા. અને એક બીજાથી છિન્ન ભિન્ન બની જઇને પોતાનાજ પગ ઉપર કુહાડો માર્યો. આમ હિંદુ જનતાએ પોતાને બેસવાની ડાળી પોતાને હાથેજ કાપી નાખી.

આમ આર્યત્વનું ભયંકર ભવિષ્ય મહર્ષિ દયાનંદજીએ જોઈ લીધું, અને તેમણે આર્યત્વનો આવી રીતે વિનાશ થતો અટકાવવાને સંયોજિત પ્રયત્નો શરૂ કર્યા. મહર્ષિજીના એ મહાન પ્રયત્નો અને અનુભવોનું એકીકરણ તેનું નામ સત્યાર્થ પ્રકાશ.

સત્યાર્થ પ્રકાશ એ ક્રાન્તિનો ડંકો છે. આજ સારાએ વિશ્વમાં એનો ધ્વનિ પહોંચી ગયો છે. એ ડંકો ભીરૂ હૃદયને ભયભીત બનાવી દે છે, અને પાખંડ ધર્મનો પાયો મૂળમાંથી હચમચાવી નાખે છે. જ્યાં જ્યાં સત્યાર્થ પ્રકાશ છે, ત્યાં ત્યાં સત્ય છે, ધર્મ છે, જ્ઞાન છે. સૂર્યના ઉદયથી જેમ અંધકારે રાચનારા ઘુવડોની સત્તા સમાપ્ત થાય છે તેમ સત્યાર્થ પ્રકાશનાં સત્યનાં કિરણોથી દંભ ધર્મનો સદાને માટે નાશ થાય છે. સત્યાર્થ પ્રકાશ એ જ્ઞાનનો સૂર્ય છે. એનો વિશ્વવ્યાપી પ્રકાશ એકલા ભારત વર્ષ માટેજ નહિ પરંતુ સમસ્ત જગત માટે સરજાયો છે. જગત એનું પઠન-પાઠન કરે અને એના સર્વ વિજયી સિદ્ધાંતોનો તટસ્થ, દૃષ્ટિએ તુલના કરીને, સત્યનું ગ્રહણ અને અસત્યનો પરિત્યાગ કરે એજ હૃદયેચ્છા.

વલ્લભદાસ રતનસિંહ મહેતા.

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ